# કાયસ્થ જ્ઞાતિનો ઇતિહાસ

## ટૂંકી રૂપરેખા

લેખક અને પ્રકાશક

**માધવદાસ ભગવાનદાસ ભૈયાજી**

સેતાનફળિયા

સુરત.

અમૂલ્ય

# નિવેદન

કાયસ્થ જ્ઞાતિના ઈતિહાસની આ નાનકડી પુસ્તિકા મારાં જ્ઞાતિજનો, તેમજ ગુજરાતમાં ઈતિહાસના સંશોધનમાં રસ લેનારાં સૌ કોઈની સમક્ષ રજુ કરતાં ઘણો આનંદ થાય છે.

દરેક જણને પોતાના વડવાઓ વિષેની હકીકત જાણવામાં રસ પડે છે. તેવા ઈતિહાસમાંથી પ્રેરણા પણ મળે છે. મને એ વિષયમાં કુદરતી રસ હતો તેને અંગે મેં મહેનત કરીને, જે કંઈ ભેગું કર્યું છે તે આથી સમાજને અર્પણ કરું છું કે તે જળવાઈને રહે, અને મારી પછીના બીજા સંશોધકોને ઉપયોગી થઈ પડે.

આ ચોપડીની પ્રતો મારી કાયસ્થજ્ઞાતિમાં ઘેરઘેર વહેંચવા ઉપરાંત ઈતિહાસમાં રસ લેનાર જે કોઈ ભાઈ બહેન કે શાળા યા સંસ્થા મંગાવે તેને મોકલવાનું નક્કી કર્યું છે.

જેઓને જોઈએ તેમને ગાંડીવ મુદ્રણાલયમાંથી મળશે. બહારગામવાળાઓએ પણ ત્યાં જ લખવું.

આ કામમાં ગાંડીવ મુદ્રણાલયના સંચાલક **શ્રી. નટવરભાઈ** વીમાવાળાએ જે શ્રમ મારા તરફથી ઉઠાવ્યો છે તથા હવે પછી પણ તેઓએ ચોપડીનું વહેંચણ માથે રાખવાનું કબુલ કર્યું છે, તે માટે તેમનો આભાર માનું છું.

લિ.

**માધવદાસ ભગવાનદાસ**

ના જય શ્રીકૃષ્ણ.

# કાયસ્થ પત્રિકા બદલ કેટલીક સૂચના:—

"કાયસ્થ પત્રિકા" એ નામ ઘણું જ વિશાળ હોઈ તેમાં ફક્ત વાલ્મિક કાયસ્થને લગતુ જ લખાણુ હોય એ પણુ બીજા કાયસ્થોની બાબતમાં કાંઈ પણ ઉલ્લેખ થતો નથી. શબબ જો કદાચ "સુરત વાલ્મિક પત્રિકા" એ નામ અપાય તો ઠીક ગણાય એમ હું માનું છું કારણ કે આપણે (વાલ્મિક કાયસ્થો) હવે માત્ર સુરતમાં જ વસીએ છીએ. અન્યત્ર વાલ્મિક કાયસ્થો હોવાનું જાણમાં નથી. કદાચ સવાલ કરવામાં આવે કે આપણા પૈકીના ઘણા ગ્રહસ્થો મુંબાઈ તથા કલકત્તા વગેરે સ્થળોએ છે. છતાં ઉપર પ્રમાણે લખવાનું શું પ્રયોજન હોઈ શકે તેનો જવાબ એટલો જ, કે નોકરી અગર ધંધાર્થે ગયા તેથી ત્યાંના વતની કહી શકાતા નથી અથવા કહી શકાય નહીં. જો કે ત્યાં પોતે સ્થાવર જંગમ મિલકત પણ પેદા કરી હોય તેથી શું થયું ? કેમકે નોકરી ધંધાથી ફારેગ થતાં "ગામનો છેડો ઘર" એ કહેવત મુજબ સુરત જે આપણું રહેવાનું સ્થાન ત્યાં જ આવી રહેવું એ બધાનો ધ્યેય હોય. ઘણા ખરા વતનદારોએ પણ સુરતમાં જ એ કારણે મિલકત વસાવી છે.

હવે આપણે આપણા અસલ વિષય પર આવીએ. કાયસ્થની બે મુખ્ય શાખા છે. (૧) ચિત્રગુપ્ત વંશિ કાયસ્થ અને (૨) ચંદ્રસેની કાયસ્થ. (જે કાયસ્થ પરભુ અથવા પ્રભુ નામથી ઓળખાય છે તે.)

ચિત્રગુપ્તવંશી કાયસ્થની બાર પેટા જ્ઞાતિ છે જેનાં

નામ જણાવીશું. (૧) માથુર. (૨) સૂર્યધ્વજ. (૩) મૃષ્ટ (અમ્બષ્ટ) (૪) ભટનાગર (૫) વાલ્મિક. (૬) ઠાન (એઠાન) (૭) સકસેના. (૮) ગૌડ. (૯) કર્ણ. (૧૦) શ્રીવાસ્તવ (૧૧) કુલશ્રેષ્ટ. (૧૨) નૈગમ.

## ચંદ્રસેની કાયસ્થ પ્રભુ.

એઉની વસ્તી સુરત જીલ્લામાં વાંસદા–ધરમપોર અને પારડી તાલુકાના બગવાડામાં તથા દમણ સુધીમાં છે છતાં ઘણો મોટો ભાગ મહારાષ્ટ્રમાં જોવામાં આવે છે જૂનો ઈતિહાસ મરાઠીમાં પ્રગટ થતો હતો તેનું યથાશક્તિ પારાયણ પણ કર્યું હતું પણ તે મરાઠી જૂથ ગેરવલ્લે ગયું છે.

**श्री गणेशाय नमः ॥ श्री सरस्वति स्यां नमः ॥ श्री चित्र गुप्ताय नमः ॥**

પરમ પૂજ્ય ચિત્ર ગુપ્ત મહારાજની બે ધર્મપત્નિઓ (૧) સુરજ પુત્રિ અને (૨) નાંગકુળ. એ બેથી બાર જાતિના કાયસ્થો ઉત્પન્ન થયા. એ બાર જાતિનાં નામ સૂચવતો સંસ્કૃત શ્લોક **"तेच निवासेन प्राप्त र्नाभांतर सुता ॥ माथुर प्रथम स्तत्र ॥ द्वितियो भट नागरः ॥ तृतिओ शाक सेनास्तु ॥ श्रीवास्तव चर्थुकः ॥ सुरध्वजा (सूर्यध्वज) स्बेष्ट ॥ गौड नैगमाः ॥ कर्ण कस्तथा ॥ पढानो कुल श्रेष्ट वाल्मिकिरिमामनः ॥.**

ટીપ. મારા હસ્તકની વંશાવળીમાં નીચે પ્રમાણે ક્રમ દર્શાવેલો છેઃ–

**१ श्री नैगम. २ गौड. ३ वास्तव्य. ४ श्रेणीपत. ५ वाल्मिक. ६ वासिश्र. ७ सांभरिक दालभ्य. ८ सुखसेन. ९ भटनागर १० सूर्यध्वज. ११ माथुर. १२ अठाना.**

ઉપર જણાવ્યા પ્રમાણે શ્રી ચિત્રગુપ્ત મહારાજની બે ધર્મ પત્નિઓથી બારે જાતિના કાયસ્થોની ઉત્પત્તિ થયેલી હોવાથી એ બારમાંથી એક પણ ન્યુનાધિ હોઇ શકે નહીં. અને જાણ્યામાં છે પણ તેમજ છતાં સૂર્યધ્વજ કાયસ્થો બ્રહ્મ નિષ્ટ કર્મમાં આરૂઢ રહી પોતાનું તે કર્મ કર્યે જાય છે એમ જણાવાયું છે.

રાજેશ્રી ભાઈ સન્મુખરામજીએ કાયસ્થ પત્રિકાના ગયા દીપોત્સવી અંકમાં એક દોહરો છપાવ્યો હતો તે મારા હસ્તકની વંશાવળીવાળી હકીકતને પ્રોત્સાહન આપતો જણાયાથી તેઉની રૂબરૂમાં પરવાનગી માંગી લઈ અત્રે આમીઝ કર્યો છે.

### દોહા

॥ વિઘન હરન જે જે શ્રી ગણઈશ ॥
॥ કંઠ વીરાજો સરસ્વતિ કૃપા કરો જગદીશ. ॥

### ચોપાઈ

શ્રી ગુરૂ ચરણ કમલ ચિત લાઉં, અસ્તુતિ ચિત્ર ગુપ્ત કી ગાઉં.
શ્રી દેવ દેવન કે દેવા. મહાદેવજી સમ તુમ સેવા.
શિશ તુમ્હારે પગડી સાજે. તાપર મુકટ અધિક બિરાજે.
સુંદર ભોંવે નેત્ર બીશાલા. પાંઉ ખડાઉં ગલમણી માલા.
કર સુંદરી ઓર હાથ કલન હે. ચંદન લુકટ ઓર પાંચ પદમહે.
અર્ધ શરિર જનેઉ રાજે. માથે તિલક જો અતિ છબી છાજે.
કલમ તુમ્હારે હાથ બિરાજે. કલ્પવૃક્ષ કી શાખા લાજે.
કલ્પન લીખે પાપ પુણ માની. લિખત લિખત તોહુ ન થકાની.
સાત સમુદ્ર દુઅતિ તુમ્હારી. ખાલી ભઈ ન લેખનહારી.

## દોહા.

કુલ તુમ્હારો વર્ણન કરું. જૈસે વાઢયો અંશ.
દો સ્ત્રીની બારા ભયે. પુત્ર તુમ્હારો વંશ.
દો પત્નિ જો મેં કહી. કુલવંતી સુજ્ઞાનિ.
સૂરજપુત્રી એક હૈ, એક નાગકુલ જાની.
વાલ્મિક, માથુર, નિગમ, ગૌડ, કર્ણ, કુલશ્રેષ્ટ.
સકસેના, શ્રીવાસ્તવ, અષ્ટની આમિષ્ઠ.
ભટનાગર ઓર સૂર્યધ્વજ, બારા ભ્રાતા જાતિ
ચિત્રગુપ્ત કે વંશ સબ દ્વિજધર્મ પહીચાની

આ દુહામાં પરમપૂજ્ય શ્રી ચિત્રગુપ્ત મહારાજનાં બે ધર્મપત્નિઓનાં નામ (૧) સૂરજપુત્રિ અને (૨) નાગકુળ છે. નાગપુત્રિથી આપણી ઉત્પત્તિ હોવા બદલ ચાલતી આવેલી લોકવાયકા પ્રમાણે કોઈ પણ કાયસ્થ સર્પદંશથી મરતો નથી અથવા મર્યો નથી.

કદાચ બેસમજથી કે ભૂલના ભોગથી સર્પને મારી નાંખવો પડે અથવા તે મૃત્યુશરણ થાય તો તેની મુક્તિ કરવાની ફરજ આપણ કાયસ્થોની છે અને તે મુક્તિને અંગે અગ્નિદાહ કરવો જ જોઈએ. અગ્નિદાહ કરવામાં ઘી તથા ગોબર (અડાયાં)નો ઉપયોગ કરાય છે એ મારી જાણમાં છે.

મુંબાઈ ઈલાકાના દક્ષિણ પશ્ચિમ કોણ (નૈઋત્યકોણ)ના કારવારના ઘીચ જંગલમાં નેતર (બેત)ની પુષ્કળ પેદાશ છે ચોગાનચોગ કદાચ તેમાંથી બહાર નીકળતાં કોઈ સર્પને નેતર જેને કાંટા હોય જ છે તે તે સર્પને લાગે તો સર્પ ને નેતરને દંશ (ડંખ) મારે છે જેથી તે નેતરને કાળા ડંખ પડે છે.

એ નેતર જો મળી આવે તો અને આપણા ઘરમાં તે રાખી હોય તો ઘરમાં સર્પ દેખા દેતો નથી. એ વાત મારા ખાસ અનુભવની હોવાથી આપણુ બધા ભાઇઓની જાણુ સારૂ અત્રે ટાંકી છે.

બીજી એક હકીકત જાણવા જેવી મને લાગવાથી તે જણાવવી દુરસ્ત જોઉં છું. મોર જો સર્પને જોય તો તેને તે પોતાની ચાંચમાં લઈ ઊંચે ઊડી સર્પને મારી નાંખ્યા વગર જંપતો નથી. એથી મોરપીંછ ઘરમાં રાખવાથી પણ સાપ નીકળવાનો ભય કમ થાય છે.

મારું માનવું છે કે આપણા વૈષ્ણવ મંદિરોમાં શ્રી ઠાકુરજીને મોરપીંછથી ચમ્મર કરવાનો હરરોજનો ક્રમ હોય છે તેનું કારણ પણ એ જ હોવું જોઇએ કે જ્યારે સર્પ આવે જ નહિ તો પછી દેવમંદિરમાં હત્યા કરવાની જગ્યા જ ક્યાં રહે ?

વધારામાં એ પણ જણાવવાનું કે જો નાગવલ્લીની લાકડી પથ્થર પર ઘસી ચોથીઆ તાવવાળાને ચમચો ભરી તે પાણી પાવાથી તાવ ઊતરી જાય છે એ પણ અજમાવેલું છે.

અસ્તુ.

આપણા ચિત્રગુપ્ત વંશી કાયસ્થો કાશ્મીરથી કન્યાકુમારી સુધી અને સિંધથી આસામ સુધીમાં એટલે સારા હિંદુસ્તાનમાં ત્રણ કરોડ હોવા બદલ સ્વામિ વિશ્વાનંદજી જેઓ અગાઉ બિહાર પ્રાંત કાઉન્સીલમાં મેંબર (સભ્ય) હતા પણ પાછળથી કાયસ્થોના સર્વ પેટા વિભાગોનું સંગઠન કરવાનો તેમને કાંઇક અંશે ઉત્સાહ થવાથી

પર્યટન કરતા કરતાં સુરતમાં કેટલાંક વર્ષો પર આવેલા તે વખતે તેમણે આગ્રહપૂર્વક જણાવેલું કે સારા હિંદુસ્તાનની વસ્તી જે સુમારે પાંત્રીસ કરોડની અંકાઈ છે તેમાં લગભગ બારમો ભાગ એટલે ત્રણ કરોડ કાયસ્થો હોવાને સબબે કાઉન્સીલમાં પ્રતિનિધિત્વ હોવું જોઈએ એમ ભારપૂર્વક જણાવેલું. આ હકીકતનો પૂરાવો જોઈતો હશે તો આપણા પૈકીના એટલે વાલ્મિક કાયસ્થ ગ્રહસ્થોમાંના જે જે ગ્રહસ્થોએ તેમનાં પ્રવચનમાં હાજરી આપી હશે તેઓ સાક્ષી પૂરી શકે તેમ છે. તેમણે રાજેશ્રી બિહારીલાલ વજેરામ મહેતાને ત્યાં મુકામ કરેલો હતો તેઓ પણ ઉપરના મારા કથનને અનુમોદન આપશે જ આપશે. આ તેમના ઉત્સાહને વધાવી લેવામાં આપણે જરા મોળા પડયા છીએ. ખેર. હવે જળ વહી ગયા પછી સોચ કર્યાથી કાંઈ વળે નહિ.

વાલ્મિક કાયસ્થ એટલે આપણા વડિલો ગુજરાત તરફ શી રીતે એટલે કયે માર્ગે આવ્યા તથા તેમનું સુરતમાનું જુથ તે સમયે કેટલું હતું વગેરે બાબતનો આપણે હાલ વિચાર દર્શાવીશું.

આપણો સમુહ પંજાબ સીંધ થઈને કાઠીઆવાડ જેને તે સમયે સૌરાષ્ટ્ર તરીકે ઓળખાવવામાં આવતું હતું તે તરફ વળ્યું અને ત્યાં રાજ્ય કારભારમાં અગ્રભાગ ભજવવા લાગ્યું. તે વખતના સમુહની સંખ્યાનો અંદાજ મળી શકતો નથી પણ સૌરાષ્ટ્રના રાજ્યકર્તા કાયસ્થ હોવા બદલ કેટલાક લેખો સ્વામિ વિદ્યાનંદજીએ સંગ્રહ કરી પુસ્તક રૂપે છપાવી પ્રસિદ્ધ કર્યા છે. સૃષ્ટિની ઉત્પત્તિ કાળથી ઉદય અને અસ્તના ક્રમ પ્રમાણે

જ્યારે બીજાઓનું પરિબળ વધ્યું ત્યારે આપણો સૂર્ય અસ્તાંગત તરફ વળ્યો એટલે ક્રમે ક્રમે આપણી સ્થિતિ બદલાઈ પણ ક્ષાત્રધર્મનું લોહી આપણી રગોમાં (નસો માં) વહેતું હતું તે કાંઈ એકદમ થંડું પડે તેમ ન હતું. આ બાબત કોંઈક અંશે સંક્ષેપમાં પત્રિકાના કેટલાક અંકોમાં અગાઉ જણાવાઈ છે, તે પણ માર્ગદર્શક ગણી શકાય. જાહોજલાલીના સમયમાં દાખલ થયલા રિતરીવાજો પણ આવી પડેલા કઢંગા અથવા વિપરિત સમયમાં પણ કાયમ રહ્યા તેને વશ થઈને આપણે નિર્ધનતાના સપાટામાં જકડાતા ગયા. કાંઈ વિગ્રહ પ્રસંગ ઉપસ્થિતિ થતાં રણસંગ્રામમાં ઝઝુમવાની તત્પરતા થઇ આવતી તેથી આપણા કુળગોર જે વાલમ બ્રાહ્મણો તેમને કુટુંબ વર્ગની પરવરશી કરવાનું સોંપી મરદો ચાલવા માંડતા. આપણે યજ્ઞોપવિત સંસ્કારનો અધિકાર હોવાથી તેવા પ્રસંગનો લાભ લઈ ગોરોએ લડાઈમાં ગયલા પુરૂષોના વંશજોના સંસ્કાર પરત્વે કરેલા તમામ ખર્ચ વસૂલ કરવા હઠ પકડી અને આપણી તે વખતની દીનસ્થિતિનો લાભ લઈ તકાદો ચાલુ રાખ્યો.

વલભીપુરનું રાજ્ય પાયમાલ થયું એટલે આજીવિકાનાં સાધન ખૂટયાં જેથી સ્થળબદલ કરવા સિવાય કાંઈ બીજો ઉપાય ન હતો. વાલમ બ્રાહ્મણો ઘણા જ ધનાઢ્ય હતા છતાં તેમણે પણ ત્યાંથી પ્રયાણ કર્યું. અને હાલ પણ ધંધુકા તાલુકા તથા ખેડા જીલ્લાની આજુબાજુના "વસો"–"પીજ" વગેરે ગામોમાં તેમની સારી વસ્તી છે.

આપણે પાયમાલ થવાથી કાઠીઆવાડના સામા કિનારે ખંભાતનું અખાત ઓળંગી ભરૂચ જીલ્લાના "કાવી" ગામ

તરફ ઊતરી આવ્યા. કાવી ગામમાં હાલ પણ એક સ્થળ "કાયસ્થ પોળ" નામે છે. કાંઈ હકીકત કદાચ અનુમાનીક લેખાય પણ ઈતિહાસિક બીજા પૂરાવાનો અભાવ હોવાથી તેને આ અનુમાનથી ટેકો મળે છે.

આપણા પૈકીના થોડા ભાગના જુનાગઢ તથા કોડીનારમાં વસતા પૈકીના બે યુવાન ગ્રહસ્થો સાથે લેખકને (મને) સમાગમ થયલો. સુમારે પાંસઠ વર્ષ પર તેઓ અત્રે પધારેલા તે વખતની આ હકીકત છે.

જે જે ગ્રહસ્થો ભરૂચ જીલ્લાના પ્રદેશમાં આજીવિકા મેળવી શકયા તેઓએ ત્યાં વસવાટ કર્યો. બાકીનો જથો સુરત જીલ્લા તરફ ઊતરી આવ્યો.

સિદ્ધપુર તેમજ અમદાવાદનાં ખાડીઆ વિભાગમાં ધના સુથારની પોળમાં વાલ્મિક કાયસ્થ રહેતા હતા એવું લખાણ જોયું હતું. પણ હાલ ત્યાં તેનું નામનિશાન જણાતું નથી. નડીઆદમાં પણ એક પોળમાં કાયસ્થો વસતા હતા એમ ત્યાં જાણ્યું હતું.

એક વંદનીય કાયસ્થની બાબતમાં કાંઇક પાઠાંતર કરી મરહુમનાં સુકૃત્યની ઓળખ કરાવવી યોગ્ય થઇ પડશે એમ લાગવાથી દર્શાવું છું.

મરહુમ મુનશી કાલિપ્રસાદજી અલાહાબાદના બાર જાતિ પૈકીના કાયસ્થની એકના તે વખતના પ્રતિષ્ઠિત કાયસ્થ રઈસે કાયસ્થ શુદ્ર હોવા સામે જુંબેસ ઉઠાવી કાયસ્થો ક્ષત્રી હોવા બદલ હાઈકોર્ટ તરફથી પ્રમાણ મેળવેલું જે કાયસ્થ (એથનોલોજી) વિજ્ઞાન નામક ગ્રંથમાં તેમણે પ્રસિદ્ધ

કરેલું છે. એ માનનીય ગ્રહસ્થની બાબતમાં કાંઈક માહિતી આપવી દુરસ્ત લાગે છે જેથી જણાવવાનું કે મરહુમને કાંઈ સંતતી ન હતી તેથી પોતાની સઘળી દોલત સુમારે ત્રણ લાખની હતી તે સમસ્થ કાયસ્થોની માલકીની પોતે ઠરાવી. વળી અમુક ભાગ પોતાની ધણીઆણી તથા પોતાની ભોજાઈના જીવંત પર્યંત નિભાવ સારૂ અલગ રાખવા લખાણ કર્યું એટલે અલગ કાઢેલી રકમની ઉપજ માત્ર તે બંન્નોને મળે. અલગ રાખેલી તમામ રકમ તે બંન્નોની હયાતી બાદ પોતે સપુરદ કરેલી અસલ રકમ ઉપર જણાવ્યા પ્રમાણે રૂા. ૩૦૦૦૦૦)ની કાયસ્થ પાઠશાળા ફંડમાં ઉમેરવા બદલ પણ ચોખ્ખું લખાણ કર્યું છે. ધન્ય છે એવા ગ્રહસ્થોને.

એ કાયસ્થ પાઠશાળા સારી રીતે ચાલતી હોવા બદલ આપણા પૈકીના જે ગ્રહસ્થો ત્યાં યાત્રાર્થે અથવા કાયસ્થ સંમેલનમાં હાજરી આપવા અલાહાબાદ ગયલા અને વિદ્યોતેજક ભાવનાવાળા હોઈ તે સંસ્થાની મુલાકાત લેવા ભાગ્યશાળી થયલા તેમના મુખથી પ્રશંસા સાંભળતાં આનંદ થયલો.

મરહુમને સંતતિ ન હતી અથવા નથી એમ કોણ કહી શકે? એમણે તો એ સંસ્થાનો લાભ લેનાર સમસ્થ બાર જાતિના કાયસ્થ યુવકોને પોતાનાં ભાવી સંતાન જ ઠરાવ્યાં.

વળી પોતાનાં કુટુંબ વર્ગનાં બીજાં સગાંઓને પણ એમણે જે કાંઈ જાયદાત (વતન, જાગીર વગેરે) હતી તે આપી દીધી એટલે સ્વાર્થ અને પરમાર્થ સાધ્ય કર્યો અને અમરત્વ પ્રાપ્ત કર્યું.

કાયસ્થ ક્ષત્રીય હોવા છતાં દ્વીજાતિને ઉપનયન સંસ્કાર એટલે જનોઈ ધારણ કરવાનો હક્ક હતો તે હક્ક કયાં કારણ સર છોડયો તે બદ્દલ કાંઈ સ્પષ્ટિકરણ કરવા જેવું લાગવાથી જણાવું છું.

જ્યારે નાણાં સંબંધી સ્થિતિ પલટાઈ અને આપણા પ્રોહિત (વાલમ બ્રાહ્મણ)ની ખાહેશ મુજબ તેઓનો સત્કાર કરવા અશક્ત જણાયા ત્યારે પોતાનું દેવું પતાવવા તકાદો કર્યો બલ્કે જુલમ કર્યો તેમને સંતોષ આપણે કરી શકીએ એવી સ્થિતિ હતી નહીં એટલે જનોઈનો ત્યાગ કરી અર્ધ-નગ્ન અવસ્થામાં કાઠીઆવાડ છોડી ગુજરાત એટલે ભરૂચ અને સુરત જીલ્લા તરફ પ્રયાણ કર્યું.

આર્થિક સ્થિતિ નબળી હોવાથી કાંઈ ઉદ્યમ કરી દિવસ નિર્ગમન કરવા સિવાય બીજો કાંઈ ઈલાજ ન રહેવાથી ઉચિત વર્તન કરવાનું આરંભ્યું.

આગળ કહ્યા પ્રમાણે સૃષ્ટિની ઉત્પત્તિથી ચાલતો આવેલો હોઇ અસ્ત પામેલા સૂર્યનો ફરી ઉદય થવાનો સમય આવી લાગ્યો.

નામદાર મોગલ સરકારના એટલે અકબર પાદશાહના તે વખતના એક સમર્થ મુલ્કી અમલદાર રાજા ટોડરમલ જેઓ વૈષ્ણવ હતા તેઓ ગુજરાત પ્રદેશમાં જમીન મહેસૂલ જે કાંઈક અંશે ભરાતું અટકી પડયું હતું તેની તજવીજ અર્થે બાદશાહના હુકમથી આવેલા તેમનાજ આગમનથી આપણા ઉદયનો સંધિકાળ છે. આપણી સ્થિતિનો મૂળ પાયો "એ મહાન વ્યક્તિના ચારિત્રને આભારી છે એ કહેવાને શી હરકત હોઇ શકે? એમના પ્રવાસ દરમ્યાન એમણે નિમકહલાલ, ઉદ્યમી, ચતુર અને રાજ્યવહીવટથી

વાહેરૂઆર માણુસોની જરૂર જણાયાથી એમણે આપણા વડિલો તરફ નજર કરી. આપણા તે વખતના વડિલોએ તેમની ઈચ્છાનુસાર તત્પરતા બતાવી એટલે છૂપાં રત્નો કાદવમાં પડેલાં તે પરનો કાદવ સાફ થતાં કાચ નહીં પણ ચોખ્ખાં રત્નો જ છે એમ રાજા ટોડરમલ જેવા ઝવેરીએ પારખ્યાં અને તેની કીંમત આંકવા નિશ્ચય કર્યો.

રાજા ટોડરમલ પોતે ક્ષત્રિ અને વૈષ્ણવ હોવાથી તેમને એમ પણ લાગ્યું હોવું જોઇએ કે આપણા વડીલોએ જનોઈ તોડી નાંખેલાં હોવાથી જ્યાં સુધી તેમને કોઈ રીતે નાથ ઘાલી કાબુમાં રહે તેવા બનાવાય નહીં તો પોતાની કર્તવ્ય પરાયણતામાં ઉણપ આવે જેથી વૈષ્ણવ સંપ્રદાય સ્વીકારવા આગ્રહ કર્યો અને જનોઈ તોડયા બાદ વગર નાથેલા હતા તેમને પણ સમયની અનુકૂળતાની સમજ પાડી. તેથી તેમની (રાજા ટોડરમલની) સલાહ પ્રમાણે વૈષ્ણવ સંપ્રદાય સ્વીકાર્યો અને "એક કાંકરે બે પક્ષી મરાય" એ કહેવતને સાચી પાડવા યત્ન કર્યો.

આપણે દેવીભક્ત મટી વૈષ્ણવ સંપ્રદાયમાં પ્રયાણ કર્યું અને આજ પર્યંત આપણે તે સંપ્રદાયના અનુયાઈઓ છીએ.

ઇતિહાસ સાક્ષી પૂરે છે કે ભરૂચ અને સુરત જીલ્લામાં દફ્તરનું આપણા વડિલોને સોંપાયું અને મુલ્કીખાતામાં મેહસૂલની વસૂલાત અને તે વસૂલાતનો હિસાબ યોગ્ય રીતે રાખવા સારૂ તે વખતના સુરત જીલ્લાના અઠાવીસ પરગણાં તથા જંબુસર અને આમોદ વગેરેની મજમુદારી કાયસ્થને હસ્તગત થઈ. એ અઠાવીસ પરગણામાંથી જ્યારે ગુજરાતની ચઢાઈનું કામ મહારાષ્ટ્રના સુબાઓ જેમને પેશ્વા સરકારે નિયુક્ત કર્યા હતા તે શ્રીમંત

ગાયકવાડ સરકારે એ અઠાવીસીના બે ભાગ પાડ્યા. જેમાંનો નીમે ભાગ પેશ્વા સરકારનો અને બીજો ગાયકવાડ સરકારનો એમ નીમે ભાગે વહેંચણી થઈ. એ મજમુદારીના વતન અદ્યપિ આપણામાંના ઘણાને મળે છે એ આપણી સ્મૃતિ બહાર નથી.

નામદાર પેશ્વા સરકારનું રાજ તથા સુરત શહેરની નવાબ સાહેબની હુકુમત અંગ્રેજ સરકારને શી રીતે પ્રાપ્ત થઈ એ બાબત ઈતિહાસને લગતી હોવાથી આપણી જ્ઞાતિ અંગે તેને કાંઈ વધુ નિસ્બત નહીં લાગવાથી ખામુશ રહું છું. છતાં જે જે વતન અગર જાગીરો તેમજ ગરાસ વગેરેના હક નામદાર પેશ્વા સરકારે મંજુર કરેલા અને નામદાર અંગ્રેજ સરકારે (બ્રીટીશ સરકારે) યોગ્ય તજવીજ કરી ચાલુ રાખેલા તે બદલનો અહેવાલ પુણાની સેન્ટ્રલ ઓફીસના દફતર ખાનામાં સુરક્ષિત છે.

નામદાર બ્રીટીશ સરકાર તેમજ અન્ય રાજ્યમાં પણ સુરતના આપણા તે વખતના વાલ્મિક કાયસ્થો મોટા ઓદ્ધાઓ ભોગવી પોતાની કીર્તિ મૂકી ગયા છે. અને તેનો વારસો આપણે પણ કેળવણી તથા બીજાં ક્ષેત્રોમાં દીપાવીએ એવી આપણ તેના વંશજો ને પરમકૃપાળુ અર્પે એવી શુભેચ્છા કરવી એ જ આપણું કર્તવ્ય રહ્યું.

સુરત જીલ્લાની હકુમત અંગ્રેજ સરકારના હાથમાં આવી ત્યારે પણ મુલ્કી તેમજ દીવાની કોર્ટ તથા તરી અને ખૂશકીના લાગાની ઉઘરાત સંબંધેના કામમાં શરૂઆતથી ચાલુ આવેલી આપણી અને ચંદ્રસેની કાયસ્થની

સાથે નાગર ગ્રહસ્થો અને બ્રહ્મક્ષત્રી બંધુઓ રાજકારભારમાં સહભાગી હતા તેનું લંબાણુથી વિવેચન કરવું બંધ રાખી એટલું જ જણાવીશું કે સંજોગવશાત હમણાં આપણા યુવાન વર્ગને નોકરી તરફ કાંઈક ઉદાસિનવૃત્તિ અખત્યાર કરવી પડી છે જેને હું કાંઈક અનુમોદન આપું છું.

આપણા વડીલો પ્રથમ વાલ્મિકેશ્વર મહાદેવ તથા વાલ્મિકેશ્વરી દેવીના ઉપાસક હોવાનો જે ઉલ્લેખ અગાઉ કરાયો છે તેના પૂરાવા આપણા પૈકીના કેટલાક કુટુંબોમાં લગ્ન બાદ માતાને મંદિરે વાજતેગાજતે જઈ કુટુંબી વર્ગ વધામણાં દેવા જાય છે તે તેમજ લગ્ન પ્રસંગે માતાજીની સ્થાપના પણ કરે છે તે પણ આપણી જાણ બહાર નથી. વલસાડના આપણા જ્ઞાતિજનો જો કે ઘણે ભાગે સુરતમાં આવી વસ્યા છે છતાં લગ્ન પ્રસંગે પરણીત યુગલને પારનેરાના ડુંગર પરના માતાને નમન કરવા લઈ જવાનો તેમનો રીવાજ યદ્યપિ કાયમ છે.

આપણી જ્ઞાતિના બે મોટા જથામાં હમણાં પણ નવરાત્રી પ્રસંગે ડુંગરી માતાની સ્થાપના દર વરસે કરાય છે એ પણ એક સબળ પૂરાવો આપણે દેવી ભક્ત હોવાનો છે.

આપણા વડિલો ગુજરાતમાં પધાર્યા તે વખત આપણા સાતસો પચાસ ઘરો હતાં એવી દંતકથા છે. હાલ માત્ર બસો પચાસ હોવાનું આપણે જાણીએ છીએ અથવા જોઈએ છીએ. અને તે પણ વિભાજીત તથા કેટલાંક એકલવાયાં મળીને થવા જાય છે એટલે વાસ્તવિક રીતે જોતાં તો ભાગ્યે બસો થવા જાય.

સુરત શહેરમાં વાલ્મિક કાયસ્થ ઉપરાંત માથુર તથા

ભટનાગર ગૃહસ્થો પણ હતા તેમની વસ્તી માત્ર બે અથવા ત્રણ અને એક બે ઘરની જોઇ હતી. તેમાં ભટનાગર ગૃહસ્થનો નિર્વંશ ગયો અને માથુરભાઈઓ બીજી જ્ઞાતિ સાથે ભેળાયા અને પરદેશ જઈ વસ્યા અને એક ઘરને આપણે આપણામાં આમીઝ કરી લીધું જેથી હવે એ પેટા ભાગોનું નામ નિશાન અહીં ( સુરતમાં ) રહ્યું નથી. તેમજ ચંદ્રસેની કાયસ્થ ભાઇઓ પણ હવે અત્રે વતની તરીકે રહ્યા નથી.

પરમપૂજ્ય ચિત્રગુપ્ત મહારાજના બાર પુત્રો બે સ્ત્રીઓથી થયલા તે બદલ સ્વામી પંડિત વિદ્યાનંદજી તરફથી પ્રગટ કરાયલાં હિંદી—પુસ્તકમાં સવિસ્તર હકીકત જણાવાયલી છે, જેથી લંબાણુ વર્ણન કરવામાં માત્ર સમયનો વ્યય અને પિષ્ટ-પેષણ થવા સિવાય બીજું રહસ્ય મને લાગતું નથી.

આપણા ચિત્રગુપ્ત મહારાજનું કાર્ય નોંધ રાખવાનું હોવાના કારણે પાટી, ખડીઓ, કલમ એ ત્રણ ચિહ્નો એટલે લેખણકળાનાં સાધનો છે તેથી જ્યારે આપણાં છોકરાઓને વિદ્યાભ્યાસ કરાવવાના પ્રારંભ સમયે નિશાળે મૂકવામાં આવે છે ત્યારે ગણેશપૂજાની સાથે પાટી, કલમ ( વટાણું ) અને ખડીઆની પણ દેવી સરસ્વતીના ચિહ્નો તરીકે પૂજા કરાય છે.

આપણા વડિલો દેવીભકત હતા એમ ઉપર જણાવાયું છે તે બાબતમાં વધુ જણાવવાનું કે "વળા" ગામમાં આપણાં કુળદેવી વાહુલાંદેવીનું મંદિર હાલ મોજુદ છે એમ "કોડીનારના" આપણા જ્ઞાતિ સજ્જનો પાસેથી સાંભળ્યું હતું અને જ્યાં સુધી એમનાથી બન્યું ત્યાં સુધી મજકુર દેવાલયના નિભાવ અર્થે કાંઈક પ્રબંધ પણ થતો રહેતો હતો. સમય બદલાતાં

સેવાભાવના કમી થઇ અને તેમની વસ્તી પણ ત્યાંથી કમી થઈ. બીજાં જુથ સાથે તેમને ભળી જવામાં વિઘ્ન નહીં નડયું તેનું એક બીજું કારણ પણ એ હતું કે તેઓ જનોઈબંધા હતા. આ સંજોગમાં આપણી કુળદેવીની સેવા અટકી પડી તેથી અસલથી ચાલ્યો આવેલો પૂજાવિધિ નાબુદ થયો જેને લીધે કુળદેવીના અપૂજ્ય રહેવાના કારણે આપણી વસ્તી ઘટવા માંડી. એમ કેટલાકની માન્યતા છે. જો આપણે તે માન્યતા કબુલ રાખીએ તો આપણું કર્તવ્ય પણ આપણે ચૂકવું ન જોઈએ. જો પૂજાવિધિ બદલ કાંઈ પ્રબંધ કરાય તો શુભપ્રસંગો પર અથવા બીજા પ્રસંગોએ કોઈ રીતનું લવાજમ આપણી જ્ઞાતિએ દાખલ કરી વાર્ષિક પેદાશની રકમ તે જગ્યાના સંભાવિત ગ્રહસ્થને મોકલી આપવી એવી મારી નમ્ર સૂચના છે. હાલના જમાનાના યુવાન વર્ગને બીજી કેટલીક પાશ્ચાત્ય રીતી અનુસરવામાં દ્રવ્યનો જે વ્યય થાય છે તે પર કાપ મૂકી બચાવાયલી રકમ એ કાર્ય અંગે મોકલી આપવાની સદ્બુદ્ધિ પરમ કૃપાળુ આપણને આપે એ આપણે ઇચ્છીશું. લગ્ન પ્રસંગે મંદિરોની ભેટ બેઉ પક્ષ તરફથી અપાય છે તે પ્રમાણે આ પણ એક મંદિરની સેવા હોઈ તે અંગે પણ ન્યાતિ જો ઠરાવ કરી તે પ્રમાણે વર્તવા આગ્રહ કરે તો તેમાં ખોટું કરે છે એમ કોઈ કહી શકે નહીં. કદાચ કોઈ વરસે ઉપજ કમી થાય અથવા નહીં પણ થાય તો તેવે પ્રસંગે ઘરદીઠ ઉઘરાણું કરી યથાશક્તિ તેને પૂર્ણ કરવા તજવીજ કરવી છતાં ઉણપ જણાય તો ન્યાતિની બીજી થાપણની ઉપજમાંથી તે ખોટ પૂરી કરવા તજવીજ કરવી એમ પણ કરવા પ્રબંધ

થાય તો ઠીક પડશે.

હવે વળી પાછા આપણી અસલ વાત પર આવીશું. જે સાતસો પચાસ ઘરની વસ્તી સુરત અને ભરૂચ જીલ્લામાં મળીને હતી તે ઘટીને માત્ર હાલ બસો પચાસ હોવાના કારણે પૈકીનું એક કારણ એમ પણ જાણ્યામાં છે કે સુમારે દોઢસોથી બસો વર્ષ પર પ્રસંગોપાત કાંઈ ટંટો ઉપસ્થિત થયો અને લગભગ એકસો ઉપર ઘરો છુટાં પડયાં જેમને મોટા જથાવાળાઓએ "ન્યાત બહારા"ની સંજ્ઞા આપી. ટુંકા જથામાં કન્યા આપલે કરવાથી દીનપ્રતિદીન તે સમુહમાં ઘટાડો થતો ગયો જેથી તેમને બીજી કાયસ્થ જ્ઞાતિ સાથે વ્યવહાર ચાલુ કરવાની ફરજ પડી. માત્ર બે જ કુટુંબો રહી ગયાં હોવાનું ઘણાની જાણમાં તે વખતે હતું. એ બે કુટુંબ પૈકી એક "બલેસરી"નું હતું અને જેનાં બીજાં કુટુંબીજનો મોટા પક્ષમાં હોઈ તેઉ સુરતમાં હાલ છે પણ ખરા. બલેસરી-ભાઈઓ પૈકીના એકનો વેવિશાળ સુમારે સાઠ વરસ પર ઈતર કાયસ્થ જ્ઞાતિમાં કરવામાં આવેલો જેથી તે શુભ પ્રસંગમાં ભાગ લેનારા પૈકી એક પક્ષ સામે તે વખતે સખ્તાઈનાં પગલાં પણ લેવામાં આવેલાં જાણીએ છીએ.

બીજું કુટુંબ બારડોલી તાલુકાના સરભોણના મજમુદાર મરહુમ લાલાભાઈ સાહેબનું માત્ર અવિછિન્ન રહ્યું હતું. મરહુમને સંતાનમાં માત્ર એક જ પુત્રી હતી તેથી તેમની ઈચ્છા આપણા જથા સાથે એકત્ર થવાની ઈચ્છા તેમણે વ્યકત કરતાં આપણા પૈકીના તે વખતના હયાત ગૃહસ્થો પૈકી જેઓ તેમના સંબંધમાં સારી રીતે આવેલા તેમણે તેમનો પ્રશ્ન

હાથ ધરી તેઓને સાથ આપવા ચળવળ ચલાવવી શરૂ પણ કરી પણ તેનું પરિણામ છેવટે તેઓની વિરૂદ્ધ આવ્યું એટલે લાઇલાજે પોતાની કન્યાના લગ્ન સોનગઢના ભટનાગર કાયસ્થ "દેશાઈ"ને ત્યાં કરવાની ફરજ પડી. ઘણું કરી મ્હારી યાદ પ્રમાણે સને ૧૮૮૭ના, મે માસમાં તેમણે પોતાની કન્યાનાં લગ્ન કર્યાં અને તેમની સ્થાવર મિલ્કત તથા વતન તે જોડાંને જવાથી મજમુદારીનું એક વતન કમી થયું. સદ્‌ભાગ્યે "બલેસરી"નું વતન હજુ સુધી રાજેશ્રી નાનુભાઈ શોભારામને મળે છે એમ સાંભળ્યું છે પણ કદાચ ગાયકવાડ સરકારે બીજાં વતનની માફક તે કમી કર્યું હોય બનવાજોગ છે, પણ જમીન વગેરે તો તેમનાં કબજામાં છે.

ચોર્યાસી તાલુકાના મજમુદારી વતનનો કાંઇક ભાગ સુરત, રૂસ્તમપરાના એક પારસી ગૃહસ્થને મળે છે પણ તે બદલ વધુ માહિતી નથી મળી શકતી.

વાલોડની મજમુદારીનું વતન પણ નિર્વંશ જવાને કારણે બંધ થયું. ભરૂચના એક જુજ રકમનું દરૂવટાનું વતન ખાલસા થવાનો સમય આવેલો પણ સંજોગવસાત એક ગૃહસ્થે તજવીજ કરી ખાલસા થતું અટકાવવા કોશીષ કરી એટલે તે તેમને મળે છે એમ સાંભળ્યું છે.

નામદાર ગાયકવાડ સરકારે પોતાનાં રાજ્યમાંના મજમુદારી તથા બીજાં વતનો મળતાં બંધ કરવા હુકમ કર્યો જેથી આપણા પૈકીના તે રાજ્યના વતનદારોનાં વંશજોને મળતા હકો બંધ થયા એ શોચનીય છે.

વલસાડના દરૂવટાનો હક ચાલુ છે.

નવસારીના દફ્તરવટાનો હક હવે મળે છે કે નહિ તેની બરાબર માહિતી નથી. મર્હૂમ સુરતના ઇજનેર સાહેબ લલ્લુભાઈ સાહેબના પિતાશ્રી કેશવલાલજીને મળતું હતું એવી જાત-માહિતી છે. બાહોશીને લઈને લલ્લુભાઈ સાહેબ સુરતમાં ઇજનેરપદે નીમાયા હતા તે બદલ આપણી જ્ઞાતિએ ગર્વ લેવા જેવું છે.

હવે સુરતના દફ્તર કુટુંબની કાંઇક હકીકત આપવાનું દુરસ્ત જોઈ તે અંગે જે લેખી બીના મળી શકી છે તે જણાવીશું.

પ્રથમ તો "દફ્તર" શબ્દ શું સૂચવે છે તે જાણવું જોઈએ. "દફ્તર" અને "કાનુગો" પર્યાય શબ્દો હોય એમ લાગે છે. તરી તથા ખુશ્કીના વેપાર અંગે સરકાર તરફથી જે જે લાગાઓ વેપારની ચીજો પર લેવાતા તે વસૂલ કરવાનું કામ એ ઓહદેદારોને નિર્દિષ્ટ કરેલું હતું અને તે કાર્ય બદલ એ ઓહદેદારોને વતન અથવા જમીન જાગીર અગર બંને આપવા બદલ પ્રબંધ કરવામાં આવ્યો હતો એમ જણાય છે. સુરતના દફ્તર તરીકે લેખકના વંશના ચિરસ્મરણીય પૂજ્ય વડિલ રાઘવ દફ્તરને જહાંગીર પાદશાહ તરફથી સુરતમાં નીમવામાં આવેલા. દફ્તર વંશનાં પોણોસો ઘરો હતાં અને વંશવૃક્ષ જોતા સારી રીતે ફૂલ્યાંફાલ્યાં હતાં એમ જણાય છે. એ બદલનું એક કવિત બ્રીજભાષામાં લખાયલું મોજૂદ હોવાથી અત્રે ટાંકી (લખી) બતાવવાની ઇચ્છા થઈ આવી જે નીચે પ્રમાણે છે:—

"જહાંગીર કે એહદમે, રાઘવ હું હે નામ,
કાનુગો સુરત ભયો, દયાવ[illegible] [illegible] ૧.

૬

તાકું શ્રી હરીને દીએ, ચાર પુત્ર બલવંત,
નાથા, કાવુ, ચહડો ચહે, નાગો ત્રીયગુણવંત. ૨.

ચોથો પુત્ર માલો ભયો, સબ બાતનમેં પ્રવિન,
ભલી ભાંત જગમે જીયે, અંત હરીમે લીન. ૩.

તાકે સબહી બંસમે, ન્યુનાધિક નહીં કોય,
તદપી તીન શીરોમણી, દેઉ બતાયે તોય. ૪.

જીવા હુ, ગોપાલ હુ, એ દોઉ એક સમાન,
બાપુ હુ ઇનતે અધિક, જીન ભક્તિ કરી ભગવાન. ૫.

રાઘવ વંશ સદા બક્ષો, સુરત નગર મુઝાર,
તાકું હું નાના લીખે, જયા બુદ્ધિ અનુસાર. ૬.

સંવત સત અષ્ટા દશા, આઠ અધિક શુભ માસ,
શ્રવણ પ્રગટે શ્રી હરી, પુરી મનકી આસ. ૭.

આ કવિત મર્હૂમ પટેલ કેશવરામજી તુલજારામજી પાસેની ફારસી લીપીમાં લખાયલી જર્જરીત હાલતમાં મળેલી વંશાવળીમાં હતું. જે સાફ કરી, ગુજરાતીમાં સંવત ૧૯૨૨માં લખવામાં આવ્યું હતું. બાદ તેમાં (વંશાવળીમાં) તે વખતના હયાત વંશજોને દાખલ કરી સંવત ૧૯૫૨માં ફરી લખવામાં આવી હતી. ત્યારબાદની ઓલાદ બદલ સંશોધન કરી રાજેશ્રી રતિલાલભાઇ ચુનીલાલભાઇ તથા રાજેશ્રી ભાઇ રમણલાલ જગજીવનદાસ ભગતે "શ્રી વાલ્મિક કાયસ્થ સૂચીમાં" પુસ્તક રૂપે પ્રગટ કરી જ્ઞાતિજનોને ભેટ આપી એ પ્રશંસનીય છે.

દરૂ વંશનું અત્રીશ ગોત્ર છે. માધ્યાન દીની શાખા અને ત્રિપર્વ છે.

સુરતના દરૂવટાનું વતન કેવા સંજોગમાં અને કયારે બંધ થયું તે બદલ કોઈ પણ રીતની માહિતી મળી શકતી નથી.

નાગા દરૂના વંશમાં "જીવા દરૂ" તથા "બાપુ દરૂ" પરમ ભક્તો થઈ ગયા જેની એધાણીમાં હજુ સુધી "જીવા દરૂ મોહલ્લો" જે પાછળથી કાયસ્થ મોહલ્લો કહેવાયો તે પ્રચલિત વાત છે. વળી એ જ કુટુંબમાં "ગોકુળદાસજી તથા મથુરાદાસજી" એ બે ભાઈઓ ગાયનકળામાં ઘણા જ નિપુણ હતા તેમનાં વંશજ મર્હૂમ મુરબ્બી લાલા સાહેબ "અભેરામજી" પણ ગાયનકળામાં નિપૂણ હતા અને યદ્યાપિ એ વંશમાં ગાયનકળાનો શોખ જોવામાં આવે છે.

નાથા દરૂના વંશમાં ન્યાતિની પટેલાઈ ચાલી આવેલી તે તુળજારામજીથી અસ્ત થવા માંડી અને કેશવરામજીથી નાબૂદ થઈ.

ઉપર અન્યત્ર લખેલાં કાવ્યથી આપણી વાલ્મિક કાયસ્થની વસ્તી દિલ્હીમાં હોવા બદલનો પણ પુરાવો મળે છે.

આ વંશના "પંચ ભાયા"ની શાખામાં મર્હૂમ વડીલ શ્રી જગજીવનદાસજીને સને ૧૮૭૭ના જાન્યુઆરી માસની ૧લી તારીખે ભરાયલા મોટા દરબારમાં દિલ્હીમાં લોર્ડ લીટન સાહેબ—તે વખતના ગવર્નર જનરલ સાહેબે નામદાર મહારાણી વિકટોરીઆને જ્યારે "એમ્પ્રેસ ઓફ ઇન્ડીઆ" તરીકે સ્થાપિત કરવાના સમારંભ વખતે મહારાણી સાહેબના પ્રતિનિધિ તરીકે નામદાર ગવર્નર જનરલ સાહેબ તરફથી રૂપાનો ચાંદ તેમની સરકારી નોકરીની કદર બુજી આપ્યો હતો. બાદ સને ૧૮૨૨માં તેઓશ્રી નોકરીમાંથી ફારેગ થતાં દરબાર ભરી રાવ બહાદુરનો

ઈલ્કાબ આપ્યો અને સને ૧૮૮૩માં એક દરબાર ભરી સુરત જિલ્લાના કલેકટર સાહેબે તા. ૧૩ જાન્યુઆરીને રોજ સોનાનો ચાંદ સાંકળી સાથે શેહનશાહતના એક સુંદર અધિકારી તેમજ પ્રજાના પ્રીતિપાત્ર હોવા બદલ તેઓને એનાયત કર્યો હતો. (જુઓ રીપોર્ટેડ ગૅલરી ઓફ વેસ્ટર્ન ઈન્ડીઆ).

"શ્રી વાલ્મિક કાયસ્થ સૂચી" પરથી વાંચકવર્ગને જણાશે કે બધા વંશો પૈકી વૃદ્ધિગત થયલા બે જ વંશો છે જેમાંનો એક દરૂ વંશ અને બીજો વંશ તે ચિરસ્મરણીય પરમ પૂજ્ય ભક્તજન શ્રી ભગવાનદાસજી ઉર્ફે ભાઉ મોરજીનો વંશ જે "ધંતુરીઆ" વંશ તરીકે ઓળખાય છે તે. બાકીના બીજા વંશો ઓછી વસ્તીના હોવાનું જણાય છે.

ધંતુરીઆ વંશનું ગોત્ર "વશિષ્ટ" છે અને તે બધા સેતાન ફળીઆ તથા આમલીરાનના લત્તામાં વસે છે. મર્હુમશ્રીના ઠાકોરજી શ્રીપ્રાણનાથજી યદ્યપિ એઓના વંશજ પૈકી ભાઈ બિહારીલાલ વજેરામ મહેતાના અસલ ઘરમાં બિરાજે છે.

ભાઉ મોરજી સાહેબની બાબતમાં "મુંબાઇ સમાચાર" પત્રમાં છપાયલા અહેવાલનો ઉતારો એક પત્રિકામાં છપાયલો મારા જોવામાં આવેલો. તેમાંની એક હકીકત "સૂચી"માં છાપેલી છે. પણ બીજી હકીકત રહી ગયલી હોય એમ લાગે છે. એમ છતાં કદાચ દોહરાય તો પણ ખોટું નથી. ભક્ત શિરોમણી શ્રી ભાઉ મોરજીની ભકિતનાં જેટલાં વખાણ કરીએ તે ઓછાં જ છે. જે કાંઈ શરતચૂક થઈ હોય તે સુધરે અને આજની પ્રજાને તે ઉપરથી ધડો મળે એવા શુદ્ધ હેતુથી અત્રે જણાવવા તૈયાર થયો છું જેથી તે ઊણપ પૂરી થયલી કહેવાય. માન્યવર પોતે કવિ હતા તેથી ભજન કરતાં કરતાં તેઓશ્રી

એવા તો એકચિત્ત થઈ જતા કે તે વખતે તેમને આ સ્થૂળ દેહનું ભાન નહિ રહેતાં સંસારિક બંધનો છૂટી જઈ શ્રી ઠાકોરજીના ધ્યાનમાં જ એકતાર થતા જણાતા. આ હકીકતને આજના યુવાનો કદાચ અતિશયોકિત અથવા ગપરૂપ માને. પણ "મુંબાઇ સમાચાર" જેવું પ્રતિષ્ઠાપાત્ર પત્ર વગર તજવીજે છાપત ખરૂં ? તે વખતના લોકોએ વિચાર નહિ કર્યો હોય ? જો તેઓ તરફથી ખામોશી રાખવામાં આવી તો અસત્ય માનવાને કોઈપણ વ્યકિતને હવે હક્ક હોઇ શકે નહિ.

પોતે દીવાન હતા અને એઓશ્રીની પેઢીધર પેઢીમાં દીવાનગીરી ચાલી આવેલી તેના પુરાવાની જરૂર નથી પણ નવાબીના પાછલા ભાગમાં કોઇ કારણસર તે વંશજો તે તરફ ઉદાસીન રહ્યા. આપણી ન્યાતના એજ કુટુંબમાં દીવાનગીરી ચાલી આવેલી એ જાણીતું છે. એજ વંશમાં મર્હુમ ડાકટર ધીરજરામજી દલપતરામજી જે તે વખતના સંસ્કૃતના અભ્યાસી હતા તેમણે બે ત્રણ પુસ્તકો તે ભાષામાં છપાવેલાં તેમાંનું એક "કાયસ્થોત્પત્તિ"નું પુસ્તક શાસ્ત્રને આધારે–છપાવેલુ અને જ્ઞાતિજનોમાં વહેંચવામાં આવેલું. તેનો ગુજરાતી તરજુમો કરાવવા તજવીજ થોડા સમય પર કરાયલી પણ તે પુસ્તકરૂપે બહાર પાડવાને બન્યું નહિ પણ કાંઈક સાર રૂપે પત્રિકાના એક અંકમાં છાપેલું વાંચ્યું હતું.

એ ધંતુરીઆ કુટુંબમાં મર્હુમ મુરબ્બી ગોકુળદાસજી ગોપાળદાસજી સુરતમાં પ્રથમ નેટીવપોલીટીકલ એજંટના ઓદ્ધા પર નીમાયા હતાં. તેઓએ સારી આબરૂ હાંસલ કરી હતી.

દિલ્હીના પાદશાહ તરફથી પાદશાહી દિવાન અત્રેના નવાબ સાહેબને ત્યાં નીમવામાં આવતા હતા તે પણ વાકિમક

કાયસ્થ હતા અને તેઓનું મકાન ભણસાળીજીના ઘરની સામે હાલ જે જગ્યા પર મર્હૂમ મુરબ્બી લલ્લુભાઈ સાહેબ ગોપાળદાસજી મુનસફ સાહેબે મકાન બાંધ્યું છે તે જમીન પર તેમનું મકાન હતું એમ જાણવામાં છે. લલ્લુભાઈ સાહેબ પણ હાઈકોર્ટના તે વખતના એક પ્રતિષ્ઠિત અમલદાર હતા એ કેટલાક હયાત ગૃહસ્થોની જાણમાં હોવું જોઈએ.

જીવા દરૂ મોહલ્લામાં એક ઘર મોટા ઘરના નામથી જાણીતું હતું તે ઘરના એક નબીરા મર્હૂમ મુરબ્બી નાનાભાઈ સાહેબ હરિદાસજી સાહેબ હાઈકોર્ટ (સદર દીવાની અદાલત)ના વકીલ હતા. હિંદુસ્તાનના પીનલકોડનો ગુજરાતીમાં તરજૂમો કરવાનું માન પણ તેમને મળ્યું અને સુવિખ્યાત અને પ્રતિષ્ઠિત સરકારી વકીલપદ હાંસલ કર્યું. હાઈકોર્ટમાં દેશીઓને ન્યાયાધીશ નીમવાનો ઠરાવ કરવામાં આવ્યો ત્યારે પ્રથમ દેશી જજ તરીકે તેમની જ નિમણુંક કરવામાં આવી હતી અને નિષ્પક્ષપાત અને બાહોસ ન્યાયાધીશ તરીકે તેમણે સારી નામના મેળવી હતી એ પણ આપણા જ્ઞાતિજનોને વિદિત છે અને ગૌરવ લેવા જોગ છે. એજ કુટુંબનાં નબીરા મહૂમ ઠાકોરદાસજી મથુરાદાસજી પણ સુરતના ડિસ્ટ્રીકટ જજના હોદ્દા પરથી નિવૃત્ત થયા હતા તે આપણે જાણીએ છીએ.

જયારે કંપનીસરકારના અમલ દરમ્યાન અદાલતમાં (કોર્ટમાં) પ્રથમ વકીલાતની પ્રથા દાખલ થઈ અને યોગ્ય ગૃહસ્થોને વકીલાતની સનદ આપવાનો ઠરાવ થયો ત્યારે આપણી ન્યાતના તે વખતના પૂજ્ય ગૃહસ્થો પૈકી મુરબ્બીશ્રી ભૂપત-રામજી કેવળરામજી તથા નથ્થુભાઈ સાહેબ રાજાભાઈ સાહેબ બંન્ને દરૂ ફળીઆના રહીશ અને મુરબ્બી ધીરજરામજી

રતનરામજી એ ત્રણ વડીલોને પ્રથમ સનદ અપાયલી.

બીજાં કુટુંબોમાંના એક કુટુંબમાં શ્રી ચીમનલાલજી તુળજારામજી ઠાઠીની બાબતમાં કાંઈક જણાવવાની હું ફરજ સમજું છું. તેઓ સાહેબના સહચારી દરૂ કુટુંબમાં લેખકના દાદા ઠાકોરદાસ સુંદરલાલ તે વખતના ફારશી હિંદુ શાયરોમાં પ્રથમ પંક્તિ ધરાવતા હતા. એ બેઉ વડીલોના અવસાન બાદ અને ફારસી ઝબાનને બદલે આફીસ, અદાલતોમાં ગુજરાતી ભાષા સરકાર તરફથી દાખલ કરવામાં આવી એટલે ફારસી ભાષાનો અભ્યાસ કમી થયો. અભ્યાક્રમમાં જો કે એ ભાષાને બીજી ભાષા (સેકન્ડ લૅંગ્વેજ) તરીકે સ્થાન અપાયું છે છતાં આપણી જ્ઞાતિના વિદ્યાર્થીઓને એ ભાષા કરતાં ઇંગ્રેજી અને શુદ્ધ ગુજરાતી ભાષાના અભ્યાસ તરફ હાલ વધુ વલણ થયલું જણાય છે જેથી ફારસી ભાષામાં કાવ્યરચના કે ઈતિહાસના લેખક આપણી હિંદુ નીતિમાં ગુજરાતમાં હવે થોડાજ હશે બલકે નથી. પરીક્ષા પસાર કરવા પૂરતું જ જ્ઞાન સંપાદન કરવું એટલો જ આશય આપણી જ્ઞાતિના વિદ્યાર્થિઓને હોય છે કેમકે તે ભાષાનો (સેકન્ડ લેંગ્વેજનો) ભવિષ્યમાં ઉદર નિર્વાહના સાધનમાં ઝાઝો લાભ નથી એમ જણાયાથી ભાષાજ્ઞાન ખીલવવા તરફનું વલણ કમી થયું.

ગોપીપુરાના લીમડીકુઈ મહોલ્લાના મર્હુમ મુગટલાલજી મૂનશી ખાનદાનના સદ્ગત પુત્ર મનસુખલાલજી મુંબાઈ હાઈકોર્ટના પ્રથમ સોલીસીટર આપણી જ્ઞાતિમાં પ્રથમ હોવાનું માન ધરાવતા હતા. તેઓ સાહેબ ઘણા જ આનંદી સ્વભાવના અને કુટુંબપોષી તરીકે માન મેળવી શકયા હતા. કુટુંબ એટલે સાધારણ રીતે પોતાના નજીકના સગાં પણ એઓએ તો

પોતાના કુટુંબને મોટું બનાવ્યું. કાયસ્થ જ્ઞાતિની જમણવાર કરવા સારૂ ન્યાતિની માલકીની જગ્યા પર ગોપીપુરા પોલીસ ચોકી નજીક વાડીનું મકાન બંધાવ્યું એટલે સમસ્થ જ્ઞાતિજનોને પોતાના કુટુંબી વર્ગમાં લીધા.

મર્હૂમ હરદેવરામજી મુગટલાલજી મુનશી તે કુટુંબના બીજા ભાઈએ એઓને યથાશક્તિ અનુકરણ કરવાની શુભેચ્છાથી એ વાડીના સમારકામ અર્થે અમુક રકમ અલગ કાઢી જેના વ્યાજમાંથી વાડી અંગેનું ચાલુ મરામત, રંગ, ચૂનો વગેરે કરાવવાનું ટ્રસ્ટ કર્યું જેનો અમલ ટ્રસ્ટીઓ તરફથી થયા કરે છે.

મર્હુમ શ્રી મોતીલાલભાઇ જેઓ એ કુટુંબના કનિષ્ટબંધુ અને સારા કેળવણીકાર હતા તેઓએ કેળવણીમાં સારો રસ લેવાય તે તરફ પોતાનું લક્ષ દોડાવ્યું અને પોતાની ધર્મપત્નીના શ્રેયાર્થે પ્રથમ રકમ રૂા. ૧૦૦૦) એક હજારની નિયત કરવાની પહેલ કરી કેળવણી ફંડની સ્થાપના કરી એ આપણ સર્વેને જાણીતું છે. વળી તે ફંડ ન્યાતિને સુપરત કરી તેમાં વધારો કરવા તરફ પણ પોતાની હયાતિ દરમ્યાન કાળજી રાખ્યા કરી.

ઉપર મુજબ જો એ ત્રણ દિશામાં એ બંધુઓએ આવી સગવડ ન કરી આપી હોત તો હાલ જે રાહત ભોગવીએ છીએ તથા જ્ઞાતિજનોને હાલના સમયમાં પડવા લાગેલી બાંધીત આવક પર પડતો કાપ હાલના સમયમાં કરી શકાત કે કેમ એ પણ વિચારવા જેવું છે.

આ કાર્યમાં મર્હુમ મુરબ્બી શ્રી ઉમીઆરામજી ગોવનદાસજીએ જે ઉત્સાહ બતાવ્યો તથા તે અંગે અગવડ ભોગવી તથા જ્ઞાતિનાં વાસણ વગેરેની વ્યવસ્થા અંગે જ્ઞાતિ

સેવા બજાવી તે પ્રશંસનીય છે. "જ્ઞાતિ સૂચિ"માં પણ એ વિષય અંગે જણાવાયું છે એટલે વધુ લંબાણ કરવાની જરૂર નથી.

આપણા પૈકીના સાધારણ સ્થિતિના જ્ઞાતિજનોના ઉપયોગ સારૂ એક આરોગ્યગૃહની જરૂરીઆત છે તે માટે બે મત હોઇ શકેજ નહિ. એ વિષય તરફ જો હાલનો જુવાનવર્ગ લક્ષ આપી કાંઇ પગલા ભરવા ઊત્સુક થાય તો જે અધુરૂ છે તે કાર્ય પૂરૂં થાય અને પુણ્ય હાંસલ કરાય.

કેળવણીના સંબંધમાં કેટલીક સૂચના કેટલાક બંધુઓ તરફથી થઇ ચૂકી હતી. એ ક્ષેત્રમાં રસ લેતા ઘણા ભાઈઓ મોજૂદ છે જેઓ પોતાના અનુભવનો લાભ આપી હાલની ઉગતી પ્રજાને દોરવી શકે તેમ છે તેમણે પણ એ બદલ કાંઇક સૂચના કરવાની જરૂર છે. હાલના જુવાન વર્ગને અભ્યાસક્રમમાં પાછા પડતા જોઈને ખેદ થયા વગર રહેતો નથી. જમાનો બદલાયો છે. એટલે ભૂતપર્વમાં મ્હારા જેવા સાધારણ અભ્યાસીની જે કાંઈ કિંમત અંકાઈ હતી તેવી વર્તમાનકાળના પદ્વીધારીની અંકાતી જણાતી નથી પણ તેથી ના ઉમેદ નહિ થતાં વડીલો તરફથી મળેલો વારસો (કેળવણીનો) છોડી દેવો ન જોઈએ. યથાશક્તિ કેળવણી લીધા બાદ નોકરીની અપેક્ષા રાખવી એ આશય આ લખાણનો નથી. બીજાં યોગ્ય ક્ષેત્ર તરફ પોતે લીધેલી કેળવણીનો લાભ અન્ય ભાઈઓ લઈ શકે તે પ્રમાણે વર્તન કરવાની જરૂર છે.

કેળવણીના બે પ્રકાર છે. (૧) શારીરિક અને (૨) માનસિક–બંન્ને વિભાગો એક બીજા સાથે સંકળાયલા છે. શારીરિક તંદુરસ્તી નહિ હોય તો અભ્યાસ તરફ લક્ષ આપવું

અને નહિ "એક તંદુરસ્તી હજાર ન્યામત" એ કહેવતને કોણ ખોટી પાડી શકે? શારીરિક કેળવણી એકલા મરદોને માટે છે અને સ્ત્રી વર્ગને નથી એમ કેવી રીતે કહેવાય–મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર એ ચાર મનુષ્ય માત્રને હોય છે કેમકે પરમાત્માએ તે મનુષ્યને જ આપેલાં છે એટલે કેળવણીનો બીજો વિભાગ સ્ત્રીકેળવણીને લાગુ પાડયો. તેમને પણ શરીર આરોગ્ય રાખવાની જરૂર જણાઈ. જુના વખતમાં જ્યારે સ્ત્રીઓ વધુ છુટથી જેમ હાલ વર્તતી જોવામાં આવે છે તેમ ન હતું ત્યારે ઘરસંસાર અંગેનું સઘળું કામ તેમને શીર હતું. ગામડાંની સ્ત્રીઓ શહેરમાં વસતા સ્ત્રીવર્ગ કરતાં ચઢીઆતી જણાય છે તે એ જ કારણને આભારી છે એટલું જ નહિ પણ ખુલ્લી હવામાં કામ કરવાથી શરીર સંપત્તિ સુધારી શકાય એમ કેટલાક અનુભવીઓની માન્યતા હોવી જોઈએ. એટલે તંદુરસ્તી તરફ લક્ષ આપવાની પ્રથમ આવશ્યકતાની ના કહી શકાય તેમ નથી. મ્હારી માન્યતા પ્રમાણે એ જ કારણને લઈને આજનો યુવાન વર્ગ અભ્યાસ કરવામાં ઢીલો પડતો જાય છે જેથી મ્હારી નમ્ર સલાહ છે કે શરીર સંપત્તિ સુધારવાનો પ્રથમ પ્રયાસ થવો જોઈએ.

હમણાંના અભ્યાસનો બોજો વિશેષ હોવાથી શારીરિક સંપત્તિ તરફ લક્ષ આપવું બનતું નથી જેથી આપણે નિર્માલ્ય થતા જઈએ છીએ. કેટલેક અંશે આર્થિક સંકોચને લઈને પરદેશ ગમનની પણ આવશ્યકતા વિચારવી જોઈએ. સારી કેળવણી લઈને બહાર ગયા હોય તેમની ફરજ એ પણ હોવી જોઇએ કે પોતાના અનુભવનો લાભ બીજાને અપાય. કોઇ વખત ઈર્ષાને સ્થાન મળેલું જોવામાં આવે તો તેને નિર્મૂળ

કરવા પ્રયત્ન કરવો. કેળવણીની જૂની પ્રથા અથવા ક્રમ ભૂલાઈ ગયાં. આધુનિક કેળવણી ક્રમ ઘણો જ ખર્ચાળ અને માનસિક બોજારૂપ હોવાના કારણે નવી પદ્ધતિસરનો લાભ લેવાને કઠિણ છે. હવાને અનુસરતી કસરત લાભદાઈ જણાશે એમ મ્હારો અનુભવ સૂચવે છે.

કેળવણીના પેટાવિભાગમાં "ધાર્મિક" કેળવણીને પણ સ્થાન આપવું જોઈએ કેમકે તેથી પણ મન પ્રસન્ન રહી કેળવણીને પણ પ્રોત્સાહન મળે. મનની નબળાઈ પણ કેળવણીનો અભાવ કરાવે એ સંભવ છે. **ધાર્મિક** શબ્દને સંકુચિત અર્થમાં નહિ લેતાં વિશાળ બનાવવો જેથી પણ કેળવણીના કાર્યને તે સધર બનાવી શકશે એમ હું માનું છું. શરીર સંપત્તિ જો ઠીક નહિ હોય તો વિદ્યાભ્યાસ તરફ પૂરતું લક્ષ આપી શકાય નહિ જો કદાચ જબરદસ્તીથી અભ્યાસ તરફ મન વાળવામાં આવે અથવા પ્રયત્ન કરાય અગર કરાવાયતો અકાળ અવસાન થવાનો ભય તેમજ અધવચ અભ્યાસ બંધ કરાયલો હોવાનું જોયું છે અથવા સાંભળ્યું છે." મન વગરનું મન દાંત વગરનું ગળવું " એ કહેવત અનુસાર અનિષ્ટ પરિણામ આવવાનો ભય પણ ખરો.

આ સૂચનાથી હું કોઈ કેળવણીકાર હોવાનો દાવો કરી શકું નહિ. સાધારણ કેળવણી લઈ ધંધારોજગારમાં જોડાયલો હું કેમ સલાહ આપી શકું એમ કોઈ માને તો તેથી આ લખાણને કોઇ રીતે એમ માની લેવું નહિ પણ વિચાર કરી તે પર મનન કરી દુરસ્ત લાગે તો અમલ કરવા વિનંતી છે.

**કેળવણી**ના પેટા વિભાગ તરીકે સ્ત્રી કેળવણીને પણ સ્થાન આપવું અપાવવું જોઈએ એટલે તે અંગે બે બોલ લખવા હીંમત કરૂં છું. હું કાંઈ કેળવણીકાર હોવાનો દાવો

ફરતો નથી એમ મેં ઉપર જણાવ્યું છે છતાં મ્હારી ઇચ્છાને રોકી શકાતી નથી. સ્ત્રીઓ મનુષ્યની અર્ધાંગના છે એમ શાસ્ત્ર કહે છે અને આપણે જાણીએ પણ છીએ તો તે અર્ધા અંગને કયા કારણને લઈને વિમુખ રાખવું જોઈએ. તેને પણ યોગ્ય સ્થાન હોવું જ જોઈએ જેથી તે પેટા વિભાગને અંગે પણ કાંઈ લખવું ઠીક પડશે એમ માની મ્હારો મત જણાવવાની રજા લઉં છું.

પ્રથમ જ્યારે સ્ત્રી કેળવણીની પ્રથા દાખલ કરાઈ ત્યારે જૂના વિચારના માણસોએ એમ પણ કહેલું કે તેઓને ક્યાં નોકરી કરવા જવું છે કે ભણવા જવા દેવાય. એઓને ઘરસંસાર અંગેનું જ્ઞાન હોય એ જ ઠીક. ઝમાનો બદલાતાં એ જાતી પુરુષ વર્ગની હરોલમાં ઉભી રહી અને હાલ તો કાંઈક વધું શ્રેષ્ટતા પ્રાપ્ત કરેલી જોઇએ છીએ. તેઓ શિક્ષક તરીકે સારૂં કામ બજાવે એ જાણીતું છે. વળી દાકતરી કામ અથવ દર્દીની સારવારનું કામ બહુ પ્રેમથી અને સારી રીતે બજાવી શકે છે તેનો કાંઇક અનુભવ મને થયો છે હાલના કટોકટીના સમયમાં માબાપો તેમને જોઇતી સગવડ આપવા અશકત જણાય તેમને કેળવણી ફંડમાંથી મદદ અપાવ જોઇએ એ પણ જરૂરનું છે છતાં તેમણે ઉર્તિણ થયા બાદ પોતે લીધેલાં જ્ઞાનનો દુરૂપયોગ ન થાય તેવું વર્તન કરવા ચૂકવુ નહિ જોઇએ. અહંપદ છોડી, ગ્રહણી એટલે અતિથી સત્કા તરફ વલણ એ પ્રથમ ધ્યેય અને બીજું પોતે લીધેલાં જ્ઞાન તથ અનુભવનું બીજી બ્હેનોને જ્ઞાન આપી દોરવવાની તેમની ફરજ તેઉ નહિ ભૂલે. તેઓનું ઉલટું વલણ જોવામાં આવે તો તેનાથી બચા વવા માબાપ, વાલી અગર હિત્ચિંતકોની ફરજ છે કે તેઓને સી

રસ્તે દોરવે જેથી ભવિષ્યમાં સુખી થઈ પોતાનું કાર્ય કરે જાય.

સ્ત્રી કેળવણી એક અગત્યનો વિષય આગળના સમયમાં ગણાયો હતો એટલે ઘણે ભાગે તે અંગે વિવેચન થયું હોવું જોઈએ છતાં તે વિષય પર કાંઈ લખવા મ્હને દુરસ્ત લાગવાથી હું જણાવું છું—એ પણ જરૂર લાભદાયી નીવડો—એ વિષયને વિવેકપૂર્વક ધ્યાન અપાવું જોઈએ. જેથી વિદ્યાર્થિનીઓ પોતે યોગ્યતા પામી નમૂનેદાર ગૃહિણીઓ થઈ "પોતે" નમૂનેદાર ગૃહિણીઓ બની શકે એટલું જ નહિ પણ પોતે લીધેલા લાભનો સહચરી અથવા અન્ય બ્હેનોને તે લાભ આપી શકે તે તરફ લક્ષ હોવું જોઈએ.

હાલની ચાલતી કેળવણીની રીત કદાચ આપખુદીને સ્થાન આપતી જણાય તો તેમનાં વાલીની ફરજ છે કે તેનો અટકાવ કરવો. આવાં ખોટાં પરિણામને સ્થાન હોઈ શકે જ નહિ બલ્કે તેવો પ્રસંગ આવવો જ ન જોઈએ. સ્ત્રી કેળવણી અંગે કેવા કેવા અને કેટલા સુધારાની જરૂરીઆત છે તે તો એ કાર્યના પ્રખર સંચાલકો તરફથી થઈ તેનું પાલન કરવા તરફ હોવું જોઈએ એ આપણી ફરજ.

"કોઠે કોઠે જુદી બુદ્ધિ" એ કહેવત અનુસાર વિચારની આપલે કરવાથી આવા મહત્ત્વના કાર્યમાં કોઈપણ વ્યક્તિ પોતાનો ફાળો આપી શકે જેથી જનસમાજને લાભ થાય. ફળ ગમે તે આવે તેની દરકાર નહીં કરતાં અને સ્વતંત્ર વિચાર દર્શાવવાનો દરેકને હક્ક છે તે નહિ ગુમાવતા કર્તવ્ય પરાયણતામાં ઉત્સુક થવું જોઈએ સરસાઈકે ઈર્ષાને આવા અગત્યના કાર્યમાં સ્થાન અપાય નહિ તેની કાળજી રાખવી જરૂરની છે.

આપણી ન્યાતિમાં કેટલાક ફંડો છે અને તેની વ્યવસ્થા બાબત કાંઇક સૂચના પણ ભાઈ રતીલાલ તરફથી થયેલી છે તેમના મત સાથે હું કાંઇક અંશે સંમત થાઉં છું. એ ફંડો એક જ્ઞાતિ ફંડ વ્યવસ્થા કમિટીને સુપરત કરવાં. હર વર્ષે જુદાં જુદાં કાર્યો માટે જોઈતી રકમનું અંદાજ પત્ર (Budget) સરકારી અગર ખાનગી ખાતાંઓ માટે તૈયાર કરાય છે તે પ્રમાણે આપણાં ફંડના જુદાં જુદાં કાર્યો અંગે કરવું. અંદાજ પત્ર અંગે બતાવેલી જે જે રકમ પેટા કમિટીઓના હસ્તક થવાના કામો સારૂ ઠરાવાયું હોય તે તે અંદાજની હદમાં રહીને ખર્ચ કરવા સારૂ ન્યાતિફંડની વ્યવસ્થા કમિટીએ સમયોચિત માંગણી થતાં તે આપ્યા કરવી.

કદાચ કોઇ અણધાર્યા સંજોગમાં રકમ ઓછી પડશે એમ લાગે તો ફેરફાર કરી (Reappropriate) કરવા તજવીજ કરવાનું લક્ષમાં રાખવું. ફંડ વ્યવસ્થા કમિટીમાં પુખ્ત વિચારશીલ તથા ન્યાતિનું હિત હૈયે રાખે તેવા ગૃહસ્થોની ચૂંટણી ન્યાતિ સમસ્તની મિટીંગમાં રજુ થઇ વધુ મત મેળવનારા ગૃહસ્થની ચૂંટણી કરવી. ચૂંટાયલા ગૃહસ્થો પૈકી કોઈની જગ્યા ખાલી પડે તો બીજી ચૂંટણી થવા પહેલાં ખાલી જગ્યા માટે કામચલાઉ નિમણુંક કરવાની કમિટીના મેમ્બરોને સત્તા આપવી. બનતા સુધી મંત્રી (Secretary) અને ખજાનચી તથા વ્યવસ્થા કમિટીના સરનશીન (Chairman)નાં નામ પર બેંકમાં નાણાં મૂકવામાં અને તે નાણાંમાંથી જ્યારે જ્યારે રકમ ઉપાડવાની જરૂર પડે ત્યારે સરનશીન તથા મંત્રી અગર ખજાનચી એમ બે જોખમદાર અધિકારીની સહીથી નાણાં ઉપાડી શકાય એવો નિયમ પણ થવો જોઇએ.

જ્ઞાતિ ફંડ વ્યવસ્થાનું કામ એટલેથી અટકતું નથી. જે જે પેટા કમિટી ને જે જે કાર્યો કરવા અંગે અંદાજી રકમ (Budgetted amount) વખતોવખત અપાય તેની વ્યવસ્થા બરાબર રીતે થાય છે કે નહિ તે તરફ પણ લક્ષ રખાવું જોઈએ. કદાચ ગેરવ્યવસ્થા જેવું કમિટીને લાગે તો તે સુધારવા યોગ્ય સલાહ આપવી. પણ પેટા કમિટીને હલકી પાડવા જેવું વર્તન કરવું નહિ. કદાચ વ્યવસ્થામાં ખામી જણાય તો સીધે રસ્તે દોરવી ફંડનો લાભ લેનારાને અન્યાય નહિ થાય પણ ન્યાય મળે તેમ વ્યવસ્થા કમિટીની ખ્યાતિ વધારવા તજવીજ કરવી જોઈએ.

ઉપલી જ્ઞાતિ ફંડની બાબતમાં જે જે મ્હારી અક્કલ મુજબ લખવામાં આવ્યું છે તે સાવચેતી રાખી લખ્યું છે છતાં જો કાંઈ ખામી માલમ પડે તો તે દરગુજર કરવા વાંચક વર્ગ કૃપા કરશે એટલું કહી વિરમું છું.

લી૦ દાસાનુદાસ સેવક

**માધવદાસ ભગવાનદાસના** ભગવદ્ સ્મરણ



# કાયસ્થોત્પત્તિ

કોઈ વખતે તીર્થાટન કરતા સૂતમુનિ, નૈમિષ નામના પવિત્ર વનમાં આવ્યા, ત્યાં શૌનકાદિ મુનિઓ તપ કરતા હતા તેમણે સૂતમુનિનો અતિથિસત્કાર કરી પૂછ્યું કે આપ ક્યાંથી ને શા માટે અહીં પધાર્યા? ત્યારે સૂતમુનિએ કહ્યું: હું તો કૈલાસમાં શંકરે કહેલી દિવ્ય કથાઓ નારદ મુનિ પાસેથી સાંભળી તીર્થાટન કરતો કરતો અહીં આવ્યો છું.

ત્યારે નારદની કહેલી કથાઓ સાંભળવા માટે શૌનકાદિઓએ પૂછેલા સૂતમુનિએ નારદે કહેલી કથાઓ કહેવા માંડી: "હે મુનિઓ, કૈલાસમાં શંકરને પાર્વતીએ પ્રથમ પ્રશ્ન પૂછ્યો કે હે શંકર! સૃષ્ટિની ઉત્પત્તિ કેવી રીતે થઈ? તે મને કહો. ત્યારે શંકરે કહ્યું કે હે પાર્વતી! પ્રથમ વિષ્ણુએ સૃષ્ટિ ઉત્પન્ન કરવા ઈચ્છા કરી ત્યારે કાલ કર્મ સ્વભાવથી પંચભૂતનું બનેલું એક ઈંડુ તૈયાર થયું, કે જેમાં પર્વત સમુદ્રો સમાયલા હતા. તે પંચભૂતના બનેલા ઈંડા જેવા ગોળામાંથી વિસ્તારવાળી બહોળી સૃષ્ટિ ઊપજાવવા વિષ્ણુએ યોગમાયાથી બ્રહ્માને ઉત્પન્ન કરવાનું મન કર્યું જેથી સર્વશક્તિમાન શેષશાયી ભગવાનના નાભિમાંથી લાંબી નાળવાળું ગગનગામી એક કમળ ઉત્પન્ન થયું તેમાંથી બ્રહ્માજી દંડ કમંડળ, યજ્ઞોપવિત સહિત બ્રહ્મચારી રૂપે પ્રગટ થયા. (અર્થાત્ અવ્યક્તના મહત્તત્ત્વમાંથી બ્રહ્મા થયા.)

તે વખતે શૂન્યરૂપ જોઈ ગભરાઈ પ્રભુની પ્રાર્થના કરવાથી યોગનિદ્રાથી જાગ્રત થઈ બ્રહ્માને કહે છે હે પુરુષ, તું જગતનો કર્તા છે: તું રજોગુણી બ્રહ્મા એ નામથી પ્રસિદ્ધ થશે.

સર્વકામનાને પૂરનાર તું દેવોને માન્ય થશે. એમ કહી ભગવાન અદૃશ્ય થયા. ત્યારબાદ બ્રહ્માએ સ્થાવર જંગમ રૂપ ઉત્તમ મધ્યમ અને કનિષ્ટ એમ ત્રણ પ્રકારનું જગત સર્જ્યું. તેમાં દેવ દાનવ, યક્ષ, કિન્નર, ઋષિઓ અને દિક્પાલો એમ અનેક વિધ સૃષ્ટિ સર્જી, શક્તિ પ્રમાણે તેઓના કર્મ અને અધિકારનાં સ્થાન નિર્માણ કરી તે તે સ્થાન પર તેઓને રાખ્યા. તે પ્રમાણે તે દેવાદિ અધિકારનું પાલન કરવા લાગ્યા.

તેમાં ધર્મરાજા બ્રહ્મદેવને કહે છે કે હે બ્રહ્માજી! મને લોકોનું પાલન કરવા દક્ષિણ દિશાનો અધિપતિ બનાવ્યો અને ધર્મ રક્ષાનું કામ સોંપ્યું પણ હું એકલો ચોર્યાસી લાખ યોનિવાળી પ્રજાનું તે કામ મુશ્કેલીથી કરું છું. માટે ધર્મ વ્યવસ્થાના કામમાં કોઈ મદદગાર આપો. ત્યારે બ્રહ્માજીએ કહ્યું કે ધર્મરાજ! તમો તમારે સ્થાને જઈ કામ કરો. તમારા જેવો સહાય કરનાર તમને થોડા વખતમાં મળશે.

એ સાંભળી ધર્મરાજ ત્યાંથી સ્વસ્થાને ગયા. બ્રહ્મદેવે સમાધિ કરી દશ હજાર એકસો દસ વર્ષ સુધી તપ કર્યાથી તેમના શરીરમાંથી ચન્દ્ર સમાન મુખવાળો કાળા શરીરનો એક મહાપુરુષ ધર્માત્મા નીકળ્યો, જેમના હાથમાં લેખણ, પાટી અને ખડીઓ હતો. તે પુરુષ બ્રહ્મદેવ આગળ આવી ઊભો રહ્યો. ત્યારે સમાધિમાંથી ઉઠી બ્રહ્માજીએ પૂછ્યું: આગળ ઊભેલા આપ કોણ છો? ત્યારે તે પુરુષ હસીને બોલ્યો કે હે બ્રહ્મદેવ! તમારી કાયાથી હું નીકળ્યો છું માટે મારું નામ શું છે. અને કર્મ કરવાનો મારો જે અધિકાર હોય તે મને આપો ત્યારે બ્રહ્માદેવે ચિત્રગુપ્ત નામ આપી કહ્યું: હે પુરુષ! તું

તપ કર. એમ કહેતાં તે તપ કરવા પવિત્ર ઉજ્જયિની સમિપે ગયો. ત્યાં તપ કરી ચંડીકાદેવી (કાલિકા) ને પ્રસન્ન કર્યાં. પછી દેવી કાલિકાની પ્રાર્થના કરી ત્યારે કાલિકાએ કહ્યું કે, મારી તેં કરેલી પ્રાર્થના જે કરશે તેને ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ થશે, માટે તું મારાથી વરદાન માગ. ત્યારે ચિત્રગુપ્તે વરદાન માગ્યું કે, હે દેવી! તું તારું સ્વરુપ મારા ચિત્તમાં નિરંતર રાખ. એમ કહેતાં "તથાસ્તુ" કહી દેવી અન્તર્ધાન થઇ ગયાં, અને ચિત્રગુપ્ત તે દેવીના સ્થાનમાં રહ્યા.

ઇતિ પદ્મપુરાણ પાતાળ ખંડનો દેવી સ્તુતિ અધ્યાય ૬૦મો પૂરો થયો.

---

તે વખતે સોમશર્મા નામનો બ્રાહ્મણ પુત્ર માટે યજ્ઞ કરતો હતો તે યજ્ઞકુંડમાંથી એક કન્યા ઉત્પન્ન થઇ અને કહેવા લાગી કે, હે સોમશર્મા! હું તમારી પુત્રી છું. હવે તમને પુત્ર થશે નહિ માટે યજ્ઞ પૂર્ણ કરો અને હું સૂર્યલોકમાં જાઉં છું. મારી જરૂર પડતાં સ્મરણ કરતાંની સાથે તમારા પાસે આવીશ. એમ કહી તે પુત્રી સૂર્યલોકમાં ગઈ. ત્યાં શંકર ફરતા ફરતા ગયા. અને તે જુવાન કન્યાને જોઇ પૂછયું: હે સૂર્ય! આ છોકરી કોની છે?

સૂર્યે બધું વૃત્તાન્ત જણાવ્યું ત્યારે તેનું નામ સાવિત્રી રાખી કૈલાસમાં ગયા. પછી બ્રહ્માજી ઉજ્જનીમાં યજ્ઞને માટે ગયેલા ત્યાં ચિત્રગુપ્ત પણ રહ્યા હતા, ત્યારે બ્રહ્માની આજ્ઞાથી સોમશર્માની પુત્રીને અને મનુની પુત્રીને ચિત્રગુપ્તને આપી. અને બીજી નાગકન્યાઓને પણ તે પરણ્યા. નાગકન્યાઓના

બાર પુત્રો થયા. હજારો વર્ષો સુધી બ્રહ્માએ યજ્ઞ કર્યા બાદ ચિત્રગુપ્તને કહેવા લાગ્યા કે તું મારાથી ઉત્પન્ન થયેલો છે. અને ચિત્રગુપ્ત નામથી પ્રસિદ્ધ છે. માટે ચિત્રગુપ્ત લોકોમાં તું ઉદયને પ્રાપ્ત થશે. અને મારી કાયાથી ઉત્પન્ન થયો છે. જેથી કાયસ્થ એ નામથી તું લોકોમાં પ્રસિદ્ધ થશે અને આ બધા તારા પુત્રોમાં પાંચમો કાયસ્થ તરીકે માન્ય થશે. તું ધર્મરાજાને ત્યાં જા અને મારૂં કાર્ય કર. સારા ખોટા મનુષ્યોના કર્મોને તું લખ. એમ કહી નાગીણીઓના પુત્રોને બ્રહ્માએ ચિત્રગુપ્તને આપ્યા. તેમાં માંડવ્ય નામના પુત્રને આપ્યો. તે મંડયાચળ પર્વત પાસે મંડયેશ્વરી દેવી પાસે ગયા. તે માંડવ્ય નામના ઋષિ થયા અને બીજો નેંગમ નામનો કાયસ્થ તે માળવામાં જઈ નેંગમ નામના ઘણા પુત્રોવાળો થયો. અને તે માંડવ્ય ઋષિના શિષ્યો થયા. ત્યારબાદ તેઓએ લક્ષિત નામના શહેરને વસાવ્યું. ગૌતમ નામના પુત્રને આપ્યો તે ગોડેશ્વરી દેવીની ઉપાસના કરનાર સિઘોડ નામનો કાયસ્થ થયો. તેમના સિઘોડ નામના ઘણા શિષ્યો થયા. સિહુર્ષ નામના ત્રીજા પુત્રને આપ્યો. તે હર્ષેશ્વર પાસે સર્યૂ નદીને કિનારે ઉત્તમ ઋષિ પાસે ગયા. તેણે સિર્દ્ધડને ગુરૂ બનાવ્યા. તેઓ સિધસ્તવ્ય નામના કાયસ્થ પ્રસિદ્ધ થયા. તેઓ ગંગા નદીને કિનારે વસ્યા. ચોથો હરિત નામનો પુત્ર તે હરિયાણ દેશમાં જઇ હરિત ઋષિના આશ્રમમાં હરિયાણીશી દેવી પાસે રહી હરિયાણ નામના કાયસ્થો થયા. પાંચમા વાલ્મિક નામના પુત્રને અર્બુદારણ્યમાં જઇ. વાલ્મિકેશ્વર પાસે તે નામની દેવીની ઉપાસના કરી વાલ્મિક નામના કાયસ્થ થયા. અને તેઓ ત્યાં રહી કર્મ કરવા લાગ્યા.

તે વાલ્મિક આશ્રમના યજ્ઞોત્સવ વૃત્તાન્ત એવું છે કે દશરથના પુત્ર રામ રાવણને મારી અયોધ્યામાં ગયા, ત્યારે ઘણા ઋષિઓએ હાથી ઘોડા વસ્ત્રો અને દ્રવ્યો રામને આપ્યા. તે લઈ રામ તે મુનીશ્વરોને કહેવા લાગ્યા કે, તમો ભૂત ભવિષ્ય વર્તમાન કાળને જાણો છો. માટે મારા પર અનુગ્રહ કરો. તમારી સહાયતાથી રાજાઓમાં વિઘ્નો નષ્ટ થાય છે. એમ કહી પછી વાલ્મિકીને રામ કહેવા લાગ્યા, આપ જ્ઞાન અને તપથી વૃદ્ધ છો. આપને એક પ્રાર્થના કરૂં છું તે હાથી ઘોડા સુવર્ણ વિગેરે સમૃદ્ધિને આપ સ્વીકારો. ત્યારે વાલ્મિકીએ કહ્યું કે, હું કંદ મૂળ ખાનાર વલ્કલધારી જીતેન્દ્રિય મુનિ છું. માટે મારે રામનું કંઈ પણ જોઇતું નથી છતાં તે વાતથી રામચંદ્રજીનું મુખ જોઈ વાલ્મિકી કહેવા લાગ્યા કે, હે મુનિઓ! તમે બધા શિષ્યો સાથે રામને ઇચ્છિત એવું કાર્ય અહીં કરો. તે વચન સાંભળી દેવોની પુષ્પવૃષ્ટિ સહિત રામ ઋષિઓને કહેવા લાગ્યા કે, કંઇ ઉત્તમ કાર્યો કરો. ત્યારે વાલ્મિકીને રામે આપેલા ધનને લઈ યજ્ઞ કર્મ આરંભવું જોઈએ. માટે બધા શિષ્યો સહિત ઋષિઓ યજ્ઞ કરો અને રામ વગેરે રાજાઓ યજ્ઞમાં સહાય કરો. એમ કહી વાલ્મિકીએ યજ્ઞ આરંભ કર્યો. તે કાર્ય જોઈ રામચંદ્રજી ખુશ થયા.

એ પદ્મપુરાણના પાતાળ ખંડમાં વાલ્મિકી યજ્ઞવર્ણન નામનો એકોતેરમો અધ્યાય પૂરો થયો.

---

ઉપર કહેલા યજ્ઞનું કાર્ય વાલ્મિકીની આજ્ઞાથી સરસ્વતી નદીના કિનારે અગ્ની ખૂણા તરફ આરંભ્યું ત્યાં સુંદર મંડપ

વિગેરે તેર યોજનના વિસ્તારમાં યાચના કરી ત્યાં અઢાર ગોત્રના ગોતમ વિગેરે બ્રાહ્મણો યોગ્ય સ્થાને વાલ્મિકીએ યજ્ઞ કાર્ય માટે બેસાડયા અને રામચંદ્રજી વગેરે રાજાઓ ઘણી સેનાને લઈ રક્ષણ માટે આવ્યા. ત્યાં સ્થાનની રક્ષા કરતા બ્રાહ્મણોની સેવા કરે છે. તે સ્થાનમાં ઘણા વર્ષો સુધી અપૂર્વ યજ્ઞ કરી બ્રાહ્મણોને ઘણું ધન આપી તે યજ્ઞસ્થાનમાં વાલ્મિકી નામનું નગર સ્થાપ્યું. ત્યાંથી અગસ્તી વગેરે મહર્ષિ પોતાને સ્થાને ગયા અને બીજા ઘણા ખરા તે સ્થાને રહ્યા. કેટલાક રામની સાથે અયોધ્યામાં ગયા. એવી રીતે વાલ્મીક નામનું નગર પ્રસિદ્ધ થયું. એ યજ્ઞ ભૂમિને હળ વડે શુદ્ધ કરેલી હોવાથી કેટલાક હળ હળ (ઈતિ) એમ નામ તે નગરનું કહેતા હતા. ત્યાં રહેલા જ્ઞાની અને કર્મનિષ્ઠ બ્રાહ્મણો મહાતપસ્વી દયાળુ વાલ્મિક નામથી પ્રસિદ્ધ થયા.

એ વાલ્મિકીયજ્ઞ વર્ણન નામનો પદ્મ પૂરાણમાં ૭૨મો અધ્યાય પૂરો થયો.

---

હવે તે ચિત્રગુપ્તના છઠ્ઠા પુત્રને વશિષ્ઠ ઋષિને આપ્યો. તેને લઇ વસિષ્ઠ અયોધ્યા પાસે વસિષ્ઠેશ્વર મહાદેવ કે જ્યાં સરજુ નદીના કાંઠા ઉપર અંબિકા છે. ત્યાં રહ્યા. તે વસિષ્ઠ નામના કાયસ્થથી પ્રસિદ્ધ થયા.

સાતમા પુત્રને સોભરી ઋષિને આપ્યો. તેને લઈ સોભરી ઋષિ સોભરેના પાસે સોભરીદેવીની ઉપાસના કરતાં હતા તે સોરભ કાયસ્થ તરીકે ગણાયા.

આઠમા પુત્રને દાલભ્ય ઋષિને આપ્યો. તેને લઈ તે

ઋષિ દુર્લક દેશમાં ગયા. ત્યાં દાલભ્યેશ્વરની પાસે દાલભ્યા દેવીની સાન્નિધ્યમાં રહી તે ઋષિના શિષ્ય થયા તે દાલભ્ય કાયસ્થ એમ પ્રસિદ્ધ થયા.

નવમાં પુત્રને હંસ ઋષિને આપ્યો. તેને લઈ હંસ ઋષિ હોવાથી હંસેશ્વરની પાસે હંસેશ્વરી દેવીની ઉપાસના કરવાવાળા તેથી ઉત્પન્ન થયેલા અનેક સુખસેનાદિ કાયસ્થો થયા.

દશમા પુત્રને ભદ્રાય નામના ઋષિને આપ્યો તેને લઈ ભદ્રેશ્વર દેવીની ઉપાસના કરતાં ભદ્રકેસ નામના કાયસ્થો ત્યાં પ્રસિદ્ધ થયા.

અગિયારમાં પુત્રને સોરભ ઋષિને આપ્યો. તેને લઈ સૂર્યમંડળમાં સોહેશ્વરી દેવીની ઉપાસના કરતાં સૂર્ય દ્વિજ નામના તે હજારો કાયસ્થો પ્રસિદ્ધ થયા.

બારમા પુત્રને માથુર નામના ઋષિને આપ્યો. તેને લઈ માથુરેશ્વરી દેવીની ઉપાસના કરવા લાગ્યા. તેથી માથુરીય કાયસ્થ નામે પ્રસિદ્ધ થયા.

આવી રીતે બ્રહ્માએ એ બાર પુત્રો ઋષિઓને આપી કહેવા લાગ્યા કે, હે ઋષિઓ! આ પુત્રોને તમારા પુત્ર તરીકે પાલન કરવા. કારણ કે તે પુત્રો યજ્ઞોપવિત શિખા ધારણ કરનારા અને લખવાના કામમાં પ્રવીણ થશે. એમ નાગકન્યાના તે બાર પુત્રોને આપી બ્રહ્માદિ દેવોએ ચિત્રગુપ્તને સદ્‌વિદ્યાનું દાન કર્યું. ચોદલોકનું તને જ્ઞાન થશે. એમ વરદાન આપી યજ્ઞ સમાપ્તી થયા પછી બ્રહ્માજી અને બીજા દેવો પોત પોતાને સ્થાને ગયા. અને બ્રહ્માની આજ્ઞાથી ચિત્રગુપ્ત ધર્મરાજા સાથે દક્ષિણ દિશા તરફ ધરમપુરીમાં ગયા. ત્યાં સિત્તેર જોજનનું ચિત્રગુપ્તનું નગર જ્યાં બેસી જીવોના શુભાશુભ કર્મોને લખે

છે. તે ચિત્રગુપ્તના આ ચાર પુત્રો ગૌડ દેશમાં ગંગા નદીના ઉત્તર કિનારે ચંક નામે પ્રસિદ્ધ થયા. કારણ કે ત્યાં લક્ષ્મીએ યજ્ઞ કર્યો ત્યારે તે ચાર કાયસ્થ પુત્રોના લેખનના કામની કુશળતાથી અને સેવાના કાર્યથી લક્ષ્મી પ્રસન્ન થઇ તેઓને ચંક એ નામ આપ્યું. તેઓના કર્મો બ્રાહ્મણોને ભણવું ભણાવવું વિગેરે છે. તેવી રીતે કાયસ્થોએ હંમેશા શાસ્ત્રોને લખવા લખાવવા જોઇએ તે તેઓનું કર્તવ્ય છે.

તેચિત્રગુપ્તના પચાસ નામો બ્રહ્માએ આપેલા છે. મંત્રી, પ્રધાન, વિશ્વાસી, પ્રભુ, લેખિનપતી, રાજકર્મી વિગેરે પચાસ નામો છે. જાણવા જેમ શંકરે કાર્તિક સ્વામીને અને વિષ્ણુએ કામદેવને ઉત્પન્ન કર્યો તેવી રીતે બ્રહ્માએ ચિત્રગુપ્તને ઉત્પન્ન કર્યો. માટે કાયસ્થો દેવથી ઉત્પન્ન થયેલા છે.

નૈગમાદિક જે નામો કાયસ્થોને આપવામાં આવ્યા છે તે તેમના ગુણકર્મોથી દરેક યુગમાં સાર્થક થશે. એમ બ્રહ્મદેવે ચિત્રગુપ્તને કહી યજ્ઞમાં આવેલા ઋષિ વગેરેને જવાની આજ્ઞા આપી.

નૈગમાદિ બાર પ્રકારના ચિત્રગુપ્તના પુત્રોને મુખ્ય કાયસ્થ તરીકે માન્યા છે. અને તેઓ દેશના જુદા જુદા દેશ પ્રમાણે ધર્મનો આશ્રય કરનારા છે. અને તેઓ વિશેષ કરીને બ્રાહ્મણોની સેવા કરનાર કહ્યા છે. તે કાયસ્થોને માંડવ્ય ઋષિએ શ્રાપ આપ્યો હતો તેનું વૃત્તાંત એવું છે કે માંડવ્ય નામના ઋષિ તપમાં રહેતા હતા ત્યારે એક ઝાડની નીચે આશ્રમમાં બેઠેલા ત્યાં ચોરી કરી કેટલાક ચોરો ત્યાં આવીને ગુપ્ત વસ્યા. તેમની પાછળ રાજાના દૂતો શોધતાં શોધતાં આશ્રમમાં આવી આંખો બંધ કરી બેઠેલા ઋષિ માંડવ્યને પૂછ્યું કે રાજધનની ચોરી કરી ચોરો કયા માર્ગેથી ગયા છે? ત્યારે ઋષિએ

એનો જવાબ ન આપતાં પોલિસે આશ્રમમાં તપાસ કરતાં છુપાએલા ચોરો ત્યાં જડી આવ્યા ને ચોરેલું દ્રવ્ય પણ મળ્યું. ત્યારે પોલિસોએ આ ઢોંગી ચોરનો રાજા છે એમ સમજી ચોરો સાથે માંડવ્ય ઋષિને રાજા પાસે લઈ ગયા.

રાજાની આજ્ઞાથી ઋષિ સહિત તે ચોરને સૂળીએ લટકાવ્યા. ઋષિને સૂળી ઉપર ચઢાવ્યા છતાં ઘણા દિવસ સુધી મૃત્યુ પામ્યા નહિ ત્યારે રાજાને સંદેશો જણાવ્યો તે જાણી રાજા આશ્ચર્ય પામ્યો. સૂળીનું દુઃખ જોઈ બીજા ઋષિઓ પક્ષીના રૂપમાં રાત્રિએ આવી સૂળી ચઢેલા માંડવ્યને પૂછવા લાગ્યા કે, કયા પાપથી આપ આ સૂડીએ દુઃખ ભોગવો છો ?

ત્યારે ઋષિએ જવાબ આપ્યો કે મારો કોઈ અજ્ઞાત અપરાધ હશે જેથી હું આ દુઃખ ભોગવું છું. રાજા પણ મંત્રીઓ સાથે વિચાર કરી સૂળીએ ચઢાવેલા માંડવ્યની ક્ષમા માગવા લાગ્યા કે, હે મહર્ષિ! અજ્ઞાનથી મેં જે આ દુઃખ આપ્યું તેની હું ક્ષમા ચાહું છું. આપ મારા પર ક્રોધ ન કરો. ત્યારે મુનિએ તેને ક્ષમા આપી એટલે સૂળી પરથી તેમને ઉતાર્યાં. અને તુરત તે ઋષિ ધર્મરાજાની પાસે ગયા.

ધર્માસન પર બેઠેલા ધર્મ રાજાને કહેવા લાગ્યા કે, મેં એવું શું પાપ કર્મ કર્યું કે જેનું ફળ સુળીનું મને પ્રાપ્ત થયું ? તે મને જલ્દી કહો એમ ક્રોધપૂર્વક ઠપકો આપતા ધર્મરાજાને કહેવા લાગ્યા. તે પતંગિયાઓના પૂછડાઓમાં બાલ્યાવસ્થામાં અજ્ઞાનથી દર્ભ શળાધનો પ્રહાર કર્યો તે પાપ કર્મોનું ફળ સૂળી રૂપે તમને પ્રાપ્ત થયું છે.

તે સાંભળી ઋષિ ક્રોધથી કહેવા લાગ્યા કે આટલા

થોડા અપરાધમાં આવા કઠોર દંડનું ફળ તેં મને આપ્યું
તેથી હે ધર્મરાજા! તું મનુષ્ય થઇ શુદ્ર યોનિને પ્રાપ્ત થશે
ત્યાર બાદ મુનિ ચિત્રગુપ્તને કહેવા લાગ્યા કે થોડા અપરાધ
તેં મહાન રૂપમાં લખ્યો માટે હે લેખક! તું પાપી થા. એ
શાપના પ્રભાવને ચિત્રગુપ્તે જાણી માંડવ્યની ઉપાસના કરવ
લાગ્યા. થોડા વખત પછી ઋષિ ચિત્રગુપ્તને કહેવા લાગ્યા
મારો શાપ નકામો નહિ થશે તો પણ તારી જાતિના લોકે
પર મારી કૃપા રહેશે.

ચિત્ર ગુપ્તને તેટલાથી સંતોષ ન થતા ફરી સેવા કરવ
લાગ્યા. ત્યારે મુનિએ કહ્યું કે કલિયુગમાં મારો શાપ લાગશે
છતાં અતૃપ્તથી ચિત્ર ગુપ્ત ઋષિની વધારે સેવા કરતા હોવ
અનુગ્રહથી કહેવા લાગ્યા કે સૂર્યધ્વજ નામના કાયસ્થોનો ધ
નાશ થતાં તેઓ અધર્મના યોગથી પાપી થશે. અને વાલ્મિ
નામના કાયસ્થોનો કંઇક ધર્મ રહેશે એવી રીતે બ્રાહ્મણ
શાપથી કળીયુગમાં કાયસ્થોને અધર્મ પ્રવૃત્તિનું કારણ છે પ
તે જાતિસ્વભાવનું નથી. તે વખતે ચિત્ર ગુપ્તે માંડવ્ય ઋષિ
ધર્મ વિષે સવાલ કરતાં મહર્ષિએ કહ્યું કે અહિંસા, સત્ય, ચોર
ન કરવી સરળતા, સોચ દાન, દયા, સંયમ દમ, પ્રિયવચ
પરદ્રાચ, દ્રવ્યનો ત્યાગ, સ્નાન, અતિથિને દાન કર્યા સિવા
ન ખાવું માતાપિતાની સેવા કરવી, કુંટુંબનું પોષણ કર
શ્રાદ્ધ કરવું, સ્વેચ્છાપૂર્વક લગ્નનો ત્યાગઅને શુદ્ધ આચારપૂર્વ
વિષ્ણુની ભક્તિ કરવી એ પરમ ધર્મ છે. વિષ્ણુભક્તિ વગર
કાયસ્થે તીર્થ વિગેરે કરેલાનું કંઈ ફળ નથી. કારણ કે બ્રાહ્મ
સમાન દેવ નથી, વેદ સમાન શાસ્ત્ર નથી, સત્ય સમાન ધ
નથી અને વિષ્ણુ સમાન બીજું પરમ પદ નથી. એમ ક

કાયસ્થ ધર્મ માંડવ્ય ઋષિ પોતાના આશ્રમમાં ગયા. ચિત્ર ગુપ્ત પણ શાપને યાદ કરતાં ક્ષિપ્રા નદીને કિનારે તપ કરવાથી જગદંબા પ્રસન્ન થઈ પ્રાત્યથી થયા ત્યારે તે આશાપુરીની સ્તુતિ કરી દંડવત પ્રણામ કરી હાથ જોડી ઊભા રહ્યા.

દેવી બોલ્યા: હે પુત્ર! તું શું વરદાન ઇચ્છે છે? જે ઇચ્છે તે વરદાન હું આપું. ત્યારે ચિત્ર ગુપ્તે કહ્યું કે મારાથી ઉત્પન્ન થયલા જાતિભેદ કરનારા શૌચને આચાર રહિત કલિયુગમાં શાપને પામેલ મારા પુત્રો કાયસ્થોના વંશની વૃદ્ધિ થાઓ. એમ કહ્યું ત્યારે દેવીએ "તથાસ્તુ" એમ કહી કહ્યું કે જે તારા પુત્રો કાયસ્થો ધર્મિષ્ઠ થશે તેઓના કુલની વૃદ્ધિ પામશે. ને વંશનો છેદ થશે નહિ. તે સિવાય હે પૃત્ર! બીજું કંઈ જોઈતું હોય તો માગ.

ત્યારે ચિત્રગુપ્તે કહ્યું કે શંકર સહિત હે દેવી આપ હંમેશા સ્થિતિ કરો એવી રીતે તેને ઇચ્છિત દેવીએ આપ્યું અને અંતર્ધ્યાન થયાં અને ચિત્રગુપ્ત પણ પોતાને સ્થાને ગયા.

ત્યારે ચિત્રગુપ્તે સૌદાસ નામના પાપી રાજાને પાપથી મુક્ત કર્યો, તે વૃત્તાન્ત ભીષ્મે પુલસ્ત ઋષિને પૂછ્યું ત્યારે પુલસ્ત ઋષિ ભીષ્મને કહેવા લાગ્યા, કે હે ભીષ્મ! સૌદાસ નામનો દુરાચારી રાજા ધર્મ કર્મને છોડી દઈ ધર્મ કર્મ કરતી પ્રજાઓને પીડા કરવી, ધર્મ કર્મો બંધ કરાવ્યા. અને આજ્ઞા કરી કે કોઈએ મારા રાજ્યમાં યજ્ઞ, દાન, જપ, તપ, કરવાં નહિ. ત્યાર બાદ પૂર્વજન્મના પુણ્યના યોગથી મેં કહ્યું કે કારતક માસની શુકલ દ્વિતીયાને દિવસે સર્વ પાપના નાશ માટે ચિત્ર પુજા કરવી. અને ચિત્ર ગુપ્તના સ્વરૂપનું ધ્યાન

ધરવું અને મહોત્સવ કરવો. કુલની વૃદ્ધિ માટે કાયસ્થોએ વિશેષ કરીને કરવો જોઈએ એમ નારદથી સાંભળ્યું તે મે કહ્યું. વળી કાયસ્થો, આ કથાને સાંભળે તો ધન ધાન્ય સમૃદ્ધિ પ્રાપ્ત થાય છે. અને માંડવ્યના શાપથી ઉત્પન્ન થયેલું પાપ છ માસ શ્રવણ કરવાથી નાશ પામે છે.

એમ પદ્મ પુરાણના પાતાળ ખંડમાં પ્રભાવ કથન નામનો ૭૩મો અધ્યાય પૂરો થયો.

---

હવે ભીષ્મ પુલસ્તને પૂછે છે, કે સૌદાસ રાજા કેવી રીતે ચિત્રગુપ્તને પૂજી પાપ મુક્ત થયો તે કહો. ત્યારે ઋષિ કહે છે, કે હે ભીષ્મ! હાથમાં પાટી ને કાનમાં લેખન છે. એવા ચિત્રગુપ્તની વિધિ પ્રમાણે પૂજા કરી નવા કરંડીઆમાં નૈવેદ્ય ધરી પ્રાર્થના કરી શ્રદ્ધાપૂર્વક બ્રહ્મભોજન કરાવી. હે ભીષ્મ! તું ચિત્રગુપ્તને પૂજે તો દરેક કામનાઓ તને પ્રાપ્ત થશે.

કારણ કે એવી રીતે કહેલા સૌદાસ રાજાએ ચિત્રગુપ્તની પુજા કરી થોડા વખતમાં રાજ્ય ભોગવી મરણને પામ્યો. અને તે યમલોકમાં ગયો ત્યારે ધર્મરાજાએ ચિત્રગુપ્તને પૂછ્યું: કેવાં કર્મ રાજાએ મૃત્યુલોકમાં કર્યાં છે? ત્યારે ચિત્રગુપ્તે કહ્યું એણે કોઈ પ્રકારે પૂણ્યકર્મ કર્યું નથી. છતાં વિધિ પ્રમાણે મારી પૂજા કરી છે. માટે તેને પરમપદ આપો.

જેથી તે વિષ્ણુ લોકને પ્રાપ્ત થયો. માટે હે ભીષ્મ! તું પણ તે કર. જેથી મૃત્યુ તને સ્પર્શ કરી શકશે નહિ.

તે સાંભળી ભીષ્મ ચિત્ર ગુપ્તની પૂજા કરવા લાગ્યા. ત્યારે ચિત્રગુપ્તે પ્રસન્ન થઈ ભીષ્મને વરદાન આપ્યું કે તને

મૃત્યુનો ભય પ્રાપ્ત થશે નહિ. પણ જ્યારે તું મૃત્યુની ઇચ્છા કરશે ત્યારે તું મૃત્યુને પામશે. એમ કહી ચિત્રગુપ્ત અંતર્ધાન થઈ ગયા.

કાયસ્થોત્પત્તિમાં ચિત્રગુપ્તનું ચરિત્ર પૂરૂં થયું.

આ સંક્ષિપ્ત વૃતાંત અસલ લખાણનાં અનુસંધાન રૂપકનું સમાપ્ત–

**માધવદાશ ભગવાનદાશના**

ભગવદ્દસ્મરણ



## આભાર દર્શન

શ્રી તાપીબ્રહ્મચર્ય આશ્રમના શાસ્ત્રી શ્રી. પુરુષોત્તમ જેઓ ધુણાવાડાના રહિશ છે, અને આજ દશ વર્ષ ઉપરાંતથી આશ્રમની સેવા બજાવી રહ્યા છે. તેમણે પદ્મપુરાણનો તરજુમો કરવામાં જે જહેમત ઉઠાવી છે તેનો હું ઋણી છું.

ડા. બાપુભાઈ




પખવાડિક બાળકો માટે
સર્વોત્તમ વાંચન આપે છે.

દરેક સંસ્કારી કુટુંબમાં એને સ્થાન છે.

વા૦ લ૦ રૂા. પાંચ
પરદેશ શિ. બાર

મુદ્રક: નટવર મૂ. ચીમાવાળા
"ગાંડીવ" મુદ્રણાલય,
હવાડિયા ચકલો, સુરત.